# થોડાંક ચરિત્ર-દર્શનો



: સીરતી :

'બઝમે ઈકબાલ' ગ્રંથમાળા: પુસ્તક ૧ લું

# થોડાંક ચરિત્ર-દર્શનો

'સીરતી'



મૂલ્ય : પાંચ આના

પ્રકાશક:
બઝમે ઈકબાલ
કઠોર.

મુદ્રક:—

અબ્દુલ્લાહ ફખરૂદ્દીન સૈયિદ,

મુસ્લિમ-ગુજરાત પ્રેસ,

ભાગાતાલાબ રોડ, સુરત.



પ્રત ૧૦૦૦ ] ૧૯૪૦ [ આવૃત્તિ ૧ લી

પ્રકાશક:—

મુહમ્મદ સુલયમાન ઇસ્હાક

બઝમે ઇકબાલ ઓફીસ,

કઠોર (વાયા સાયણ.)

# નિવેદન:—

ખુદાના ફઝલો કરમથી મુસ્લિમ-ગુજરાત જાગ્રત થયું છે તેની રાજકારી જાગૃતિ સાથે વાચન ભૂખ પણ ઉઘડી છે. એ ભૂખ ગમે ત્યાંથી વાસીકુસી કે એઠું જુઠું જમી લેવાની મુસ્લિમ વાંચકોને ફરજ ન પાડે એ જોવાનું કર્તવ્ય મુસ્લિમ લેખકો અને વિચારકોનું છે. મુસ્લિમ યુવકોના વાંચનને યોગ્ય દિશાએ વાળવું એ તેમની ફરજ છે. સીનેમા ફરફરીયાંના મોહ તથા અર્થહીન નવલકથાઓ તરફ દોડી રહેલાં દિલોને ખરા ઇસ્લામી સાહિત્યના માર્ગે વાળવાનો સુયોગ આવી લાગ્યો છે. ઇતિહાસિક, ધાર્મિક, સામાજીક, આર્થિક અને ઔદ્યોગિક દિશામાં મુસ્લિમોની રહબરી કરી શકે એવા સાહિત્યની આવશ્યકતા ઉભી થઇ છે. એવા છુટક છુટક પ્રયત્નો તો ગુજરાતમાં કે ગુજરાત બહાર થતા રહે છે પણ તે ઝાઝા અસરકારક થઇ શકયા નથી. મુસ્લિમ-ગુજરાતનો વાંચક સમુહ હજારોની સંખ્યામાં વિસ્તરાઇ રહ્યો છે તેને વ્યવસ્થિત રીતે, નિયમિતપણે, ક્રમે ક્રમે આગળ અને આગળ ધપાવે એવું સાહિત્ય પુરૂં પાડનારી એકે સંસ્થા ગુજરાતમાં નથી.

ખુશીની વાત છે કે જાણીતા લેખક ભાઇ 'સીરતી' અને તેમના મિત્ર મંડળે મુસ્લિમ-ગુજરાતને થોડુંક પણ નક્કર સાહિત્ય પુરૂં પાડવાની હામ ભીડી છે. ઇષ્ટ, મિષ્ટ અને શિષ્ટ સાહિત્યની નાની નાની કૃતિઓ એક કાયમી ગ્રંથમાળા રૂપે આપવાની નાનકડી પણ નક્કર યોજના તૈયાર કરી છે. એ ગ્રંથમાળાનું નામ **'બઝમે ઇકબાલ ગ્રંથમાળા'** રખાયું છે. વિશ્વકવિ મરહૂમ **ઇકબાલના** પ્રેરણાવંતા નામની ફોરમથી ગુજરાત અને બૃહદ ગુજરાતમાં સુગંધી પથરાય અને એ ગ્રંથમાળાની જ્ઞાનદિપીકાઓથી ગુજરાતના ખૂણે ખૂણામાં અજવાળાં પથરાય એ અભ્યર્થના છે. ગ્રંથમાળાની નાની નાની

પગલીઓ દ્વારા લાંબો પંથ કાપવાના વ્યવસ્થાપકોના કોડ તો ત્યારેજ પુરા થઇ શકે કે એમના ઉત્સાહ દીપકમાં વાંચકો ઉત્તેજનનું તેલ સતત પુરતાજ રહે. ઘાસલેટીયા વાંચનથી ટેવાએલી આંખોને શરૂ શરૂમાં આદર્શ સાહિત્ય સાવ લુખ્ખું અને સુકકું લાગે એ સંભવિત છે. માટે ગ્રંથમાળાના વાંચકો જે પુસ્તિકાઓ પ્રગટ કરે તે રૂપે અને રંગે આકર્ષક હોય એ જરૂરી છે.

મુસ્લિમો ભલે બીજી રીતે સધ્ધર હોય પણ તેમની આર્થિક હાલત તો ખબ પાંગળી છે. માટે સાહિત્ય તો ઉંચું હોય પણ તે ઉંચી કીંમતનું હોય તે પાલવશે નહિ માટે ગ્રંથમાળાને પગભર થતાં સુધી-ઓછી કીંમતનીજ નાની પુસ્તિકાઓ દ્વારા તેનો વિકાસ સાધવો. સાંભળવા મુજબ પહેલી પુસ્તિકા નામે 'થોડાંક ચરિત્ર-દર્શનો' અતિશયોકિતના રંગછાંટણાં વગર ખુબ સાદી રીતે છતાં સરળમાનીમાં તૈયાર થઇ રહી છે. સાત્વિક ભાષા અને તાત્વિક પ્રસંગો એના આભુષણરૂપ છે. અગમ્ય ઉડ્ડયનો અને પ્રેરણાના પમરાટનો અતિરેક નથી એજ વધુ ઉચિત છે. એજ રીતીએ અને એજ નીતિએ ટુંકાં ટુંકાં ડગલાં ભરી લાંબો પંથ કાપતાં ન તો સંચાલકો થાકશે ન તો વાંચકો કંટાળશે. ન તો સંચાલકોનો ઉત્સાહ મંદ પડશે ન તો વાંચકોની ઉત્તેજના મંદ પડશે ! ફકત "આરંભે શૂરા"ની કિંવદંતિ મુસ્લિમોના કપાળે ચોંટી છે તે ગ્રંથમાળાના સુકાની ન ભૂલી જાય તો બસ. અને વાંચકોથી વિનંતિ છે કે તમારી બેકદરીથી "પર નિકલને હીન પાયેકે કફસમેં આયે !" જેવું ન થાય.

"માથા કરતાં પાઘડી મોટી"નું પુરાણુ આ નિવેદનને પણ લાગુ ન પડે એ બીકે ટુંકાણમાંજ પતાવું છું કે આ ગ્રંથમાળા ગુજરાતના ગૌરવમાં વૃદ્ધિ કરનાર બને, અને વાંચકોના રસને કેળવી યુવાનોને યોગ્ય પંથનું માર્ગદર્શન કરાવે એ ખુદાથી દુઆ છે. —**'બેકાર.'**



# અર્પણ

આ લઘુ પુસ્તક કઠોરના નવજવાન કાર્યકર્તા અને અમારા શુભેચ્છક જનાબ **યૂસુફ અહમદ અસ્માલ** સાહબને અમે સપ્રેમ અર્પણ કરીએ છીએ.

બઝમે ઇકબાલના

**સંચાલકો.**

'બઝમે ઈકબાલ' ગ્રંથમાળા શું થશે?

# અમારી અભિલાષા

ઉત્તેજન મળે અને અભિલાષા ફળે તો, આ યોજના દ્વારા અમે એવા નક્કર અને હળવા મુસ્લિમ-સાહિત્યનું મિશ્રણ પીરસવા માગીએ છીએ જે, સંગીન હોવા છતાં આમ જનતા આસાનીથી પચાવી સકે અને જે હળવું હોવા છતાં ગંદું કે બાઝારી કે અણુઈસ્લામી ન હોય.

ગુજરાતી મુસ્લિમો આજે ચોમેરથી એવા ના ઇચ્છવાજોગ વાંચનની દેમારના શિકાર થઈ રહ્યા છે જેનાથી ન ખરું કવમી દિમાગ ઘડતર લઈ સકે છે, ન સબળી કવમ સંગઠિત થઇ સકે છે.

અમે એવી મોટી અને મુશ્કિલ અભિલાષા લઇને એક એવે ન્હાને પાયે બિસ્મિલ્લાહ બોલી છે. સફળતા માટે અમે ખુદાપાકથી અમારી અને અમારા વાંચકો વચ્ચે તે અનિવાર્ય તઅલ્લુક ચાહીએ છીએ જેના વિના સફળતા મુમકિન નથી.

---

ઈસ્લામના ઇતિહાસના અનેક પ્રમાણભૂત અને વિશ્વાસપાત્ર ઉર્દૂ અને ફારસી ગ્રંથો ઉપરથી આ ચરિત્ર-દર્શનો તારવેલાં છે. મુસ્લિમ-ગુજરાતના અજોડ પત્રકાર અને વિવેચક, સમર્થ લેખક અને ટીકાકાર, મ્હારા મુરબ્બી અને માયાળુ મિત્ર જનાબ **'મુનાદી'** સાહબના તંત્રીપણા હેઠળ પ્રગટ થતા અઠવાડિક **'મુસ્લિમ-ગુજરાત'** માં એ કટકે કટકે પ્રસિધ્ધ થઈ ચુકયાં છે. 'બઝમે ઇકબાલ'ના સાચા શુભેચ્છક અને મ્હારા હમદર્દ જનાબ હાજી મુહમ્મદ સુલયમાન ઈસાક સાહબની મ્હારા પ્રત્યેની મુહબ્બતભરી લાગણીના કારણે ચરિત્ર-દર્શનોનો આ ન્હાનકડો સંગ્રહ જનતા સમક્ષ પેશ કરવા હું ભાગ્યશાળી થઇ સકયો છું.

'ગર કુબૂલ ઉફ્તદ ઝહે ઇઝ્ઝો શરફ'

કઠોર.
૨૦-૩-૧૯૪૦ }

—**સીરતી**

# [૧]. ઇબ્ને સમઊન

## [ અબ્બાસીય્યહ સમયનો અજોડ વાણી—વીર ]

હાફિઝ અબુબક્ર ખતીબ બગદાદી, અહમદ બિન અબ્દુલ મુઅમિન અને જલાલુદ્દીન ઇબ્ને જવઝીના વર્ણન ઉપરથી જણાય છે કે ઇબ્ને સમઊન, કેવળ અબ્બાસિય્યહ-કાળનોજ નહિં, શાયદ જગતભરનો અજોડ વાણી-વીર હતો. ઉપરોક્ત વિદ્વાનોની માન્યતા મુજબ જગતમાં હજી સુધી કોઇ એવો અજોડ વાઅઝ પયદા થયો ન હતો!

ઇબ્ને સમઊનનો જન્મ, ચોથી સદીની શુરૂઆતમાં બગદાદ મધે થયો. બગદાદમાં ત્યારે ઇલ્મો ફઝલની સરિતાઓ વહેતી હતી.

પ્રારંભમાં ઇબ્ને સમઊનની આર્થિક સ્થિતિ અત્યંત કફોડી હતી. ત્યાંના મુફલિસો અને ફકીરોમાં તેમની ગણના થતી. આવી કફોડી સ્થિતિમાંય આ સહનશીલ વીર ખયરાત-સદકો લેતા ન હતા. તેઓ અવરંગઝેબ (રહ.)ની પેઠે કિતાબત કરી પોતાનો જીવન-નિર્વાહ ચલાવતા.

ઇબ્ને સમઊનની ઝઇફ અમ્મા હયાત હતી. તેમની ખિદમત ગુઝારીમાં તેઓ રાતદિન મશ્ગુલ રહેતા. પ્રારંભમાં ઇલ્મી ઝવક અને દિલી શવકો પરિપૂર્ણ ન થયા તેનું કારણ પણ એજ ઝઇફ અમ્મા પ્રત્યેની-એક પુત્ર તરીકેની-જવાબદારી હતી.

ઇબ્ને સમઉન એક દિવસ માને કહેવા લાગ્યા:

" અમ્મા ! મ્હને હજ્જ અને બયતુલ્લાહની ઝિયારતનો ઘણોજ શવક છે. અગર તમે મ્હને એ માટે ઇજાઝત આપો તો હું તમારો અત્યંત આભારી થઇશ." માએ મસ્તક ધુણાવતાં કહ્યું:

" બેટા ! આવા ફાકાકશી અને મુસીબતના ઝમાનામાં તારાથી પ્રવાસ શી રીતે ખેડાઇ શકાશે? અને અગર તું જાય તો પછી મ્હારા શા હાલ થશે? મ્હારા જીવન નિર્વાહનો તો તુંજ એક આધાર છે."

માનું કહેવું સાંભળી ઇબ્ને સમઉન ખામોશ થઇ ગયા.

એજ અરસા દરમિયાન માની આંખો ઘેરાવા માંડે છે અને તે જોત જોતામાં નિદ્રાધિન થાય છે. થોડીકજ વાર થઇ હશે એટલામાં તે નિદ્રામાંથી એકદમ ચોંકી પુકારી ઉઠે છે:—

" બેટા સમઉન ! હજનો સામાન તૈયાર કર. હું તને હરગિઝ રોકનાર નથી."

ઇબ્ને સમઉન માના દિલમાં થયલા આ અચાનક પરિવર્તનથી આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. તેમણે પુછ્યું:—

" અમ્માજાન ! હમણાં તો તમે ના પાડતાં હતાં ને?

" બેટા ! મ્હારી આંખ લાગી તે સમય દરમિયાન રસૂલુલ્લાહે (સ.) મ્હને સ્વપ્નામાં દર્શન આપી કહ્યું કે હે ખુદાની બંદી! તારા પુત્રને આવી સરમદી દવલતથી, આવા નેક ઇરાદાથી કેમ રોકે છે? એના માટે દીની અને દુન્યવી બન્ને ભલાઇ આ સફરમાં સમાયલી છે; એને એકદમ ઇજાઝત આપ! ભલા હવે હું રસૂલુલ્લાહ (સ.) ની આજ્ઞા ઉથાપી તને જવાથી કેમ રોકું?"

હવે ઇબ્ને સમઉનના આનંદનો પાર રહયો નહિં. તેઓ તેજ સમયે ઉઠયા અને જે બે ચાર પુસ્તકો લખ્યાં હતાં તે બઝારમાં જઇ જે કીમત મળી તે કીમતે વેચી નાખ્યા અને તે પૈસા માને આપી પોતે હાજીઓના કાફલા સાથે પગપાળા મક્કહ મુઅઝઝમા તરફ રવાના થયા.

માર્ગમાં જંગલી બદદુઓએ કાફલાને લુંટી લીધો. પ્રત્યેક મુસાફર કનેથી માલમતા છીનવી લેવા ઉપરાંત વસ્ત્રો પણ ઉતારી લેવામાં આવ્યા. ઇબ્ને સમઉન કને કાંઇ ન હોવા છતાં લુટારૂઓએ તેમને પણ છોડયા નહિં; તેમના બદન પર એક વસ્ત્ર રહેવા દેવામાં આવ્યું નહિં. સ્વયં લખે છે :—

"હું ત્યાં માદરઝાદ અવસ્થામાં રખડી રહયો હતો. પાસે બે આંગળ કપડું પણ ન હતું. એટલામાં હાથમાં અબા સહીત ઉભેલા એક માનવીને મ્હેં જોયો. હું તેની પાસે ગયો અને કહ્યુ :—

"મ્હારી નગ્નાવસ્થા ધ્યાનમાં લઇ આપ મ્હને તમારી આ અબા આપશો તો હું તમારો બેહદ ઇહસાન માનીશ."

તેણે તુર્તજ પોતાની અબા આપી દીધી, મ્હેં તે અબાના બે ભાગ કરી એક ભાગ કમરે વિંટાળ્યો અને બીજો ખભે નાખી પામાલ થયલા કાફલા સાથે હું ચાલી નિકળ્યો. કાફલામાં અન્ય લોકોને તો ખયર કંઇ ન કંઇ ખાવાનું મળી જતું હતું પરંતુ મ્હારી સ્થિતિ સદંતર કફોડી હતી. દિવસો લગી ભૂખ્યા રહેવું પડતું. જ્યારે ભૂખથી એકદમ લાચાર બની જતો ત્યારે ન છુટકે કાફલાવાળીઓ કને–જ્યારે તેઓ ખાવા બેસતા–જતો. તેઓ કૃપાવંત થઇ મ્હારી તરફ રોટલીના ટૂકડા ફેંકતા. હું પાડ માની તે ઉપાડી લેતો.

પાર વિનાની મુસીબતો સહન કરતો એજ ભિખારી અવસ્થામાં હું, બગદાદવાસીઓ જ્યાં એહરામ બાંધતા હતા તે સ્થળે પહોંચ્યો. મ્હેં પણ પેલી અબાના ટુકડાઓને ખુબ ધોઇ ધોઇ સ્વચ્છ કરી એહરામનું કામ લીધું અને હજ્જ અદા કર્યો.

બની શીબાના એક માનવી કને ખાનએ કા'બાની ચાવી હતી. હું એક દિવસ તેની કને ગયો અને મ્હારી દુ:ખ પૂર્ણ દાસ્તાન તેને કહી સંભળાવી. મ્હારી હૃદય દ્રાવક કથા સાંભળી તે ઘણોજ દિલગીર થયો. એ સ્થિતિનો લાભ લઇ મ્હેં કહ્યું :—

' ખાનએ કા'બા આપના અખ્તિયારમાં છે. કૃપા કરી મ્હને એવી તક ન આપો જેથી હું એકલો અંદર જઇ ખિલવતમાં ખુદા પાસે દુઆ માંગી શકું ? "

તેણે એ માટે મ્હને વચન આપ્યું અને જ્યારે એક દિવસ બધા લોકો ખાનએ કા'બામાંથી બહાર નીકળી ગયા ત્યારે તેણે મ્હને અંદર દાખિલ કરી દરવાજો બંધ કરી દીધો. મ્હેં અત્યંત દીન સ્વરે દુઆ માંગવા માંડી:—

' હે દીન દયાળુ ! તું મ્હારી કફોડી હાલતથી બખુબી વાકિફ છે. કૃપાળુ ! મને એવી વસ્તુ અતા કર, જેનાથી હું સિવાય તારા અન્ય કોઇનો મુહતાજ રહું નહિં. "

× × ×

જ્યારે હું ઇરાક પહોંચ્યો ત્યારે ત્યાં હઝરત અબ્બાસ (રદી.) ના વંશજ તાઇઉિલ્લાહનો ખિલાફત કાળ હતો. તેણે તે સમયે કોઇ કારણોને લઇ પોતાની એક પરીજમાલ લોંડીને પોતાની ઉપર હરામ કરી લીધી હતી. તેને ભય હતો કે જો લોંડીને એમજ ઘરની બહાર

હડસેલી મુકવામાં આવશે તો તે કપ્ટ શિયળ ભ્રષ્ટ થઈ જશે. સલાહકારોમાંના એકે સલાહ આપી કે "વકતા ઇબ્ને સમઉન ટુંક સમયમાં હજથી ફારિગ થઇ વાપિસ આવી રહયા છે. બિહતર તો એજ ગણાય કે નિકાહ પઢી લેવાની શર્તે અમીરૂલ મુઅમિનીન, લોંડી તેમને સ્વાધીન કરી દે. આથી લોંડીની શિયળ-રક્ષા પણ થશે અને સાથે સાથે ઇબ્ને સમઉનનેય રાઝી કરી શકાશે."

ખલીફાને આ વાત પસંદ પડી અને મ્હારા બગદાદમાં આવવાના સમાચાર સાંભળતાંજ કેટલાક સજ્જનોને મોકલી મ્હને ઉપરોકત કથાનુસાર રાઝી કરી લીધો. લોંડી સાથે મ્હારા નિકાહ થઇ ગયા અને અગણિત માલ અસ્બાબ અને ઝર ઝેવરાત સાથે તેને મ્હારે સ્વાધીન કરી દેવામાં આવી.

માતાના સ્વપ્ન, દૂઆની કુબુલિયત અને લોંડીવાળી ઘટનાનું વર્ણન તેઓ અસરકારક વાણીમાં સચોટ રીતે વારંવાર વર્ણવી, સાંભળનારાઓના મન પર ઉંડી છાપ બેસાડતા.

× × ×

અંતિમ કાળમાં ઇબ્ને સમઉન પોતાના ઝુહદ અને તકવાના પ્રતાપે કમાલ દરજ્જે પહોંચી ગયા હતા. તે કાળના મશ્હૂર ઉલ્મા કાઝી અબુબક્ર હમિદ, જેઓ સ્વયં ઇસ્લામના નરવીરો ઉપરાંત બગદાદના નામવરોમાંથી હતા, ઇબ્ને સમઉનની ખિદમતમાં અદબ પૂર્વક હાઝિર થઇ, તેમના હાથોને બોસો આપતા અને એમ કરવામાં પોતાને ભાગ્યશાળી લેખતા.

× × ×

તાઇઉલ્લાહનો ક્રોધ અબ્બાસી ખાનદાનમાં સૌથી ચઢીઆતો હતો. તેના ક્રોધના પંજામાંથી છુટકારો પ્રાપ્ત કરવો સર્વથા અસંભવિત હતું. એકવાર તેણે મ્હને (અબુ અલી હાશિમી) હુકમ કર્યો કે "ઇબ્ને સમઉનને લાવી અત્યારે ને અત્યારે મ્હારી કને હાઝિર કરો." મુખ પર ગુસ્સાનો ભાવ નિહાળી મ્હને ખવફ ઉપસ્થિત થયો કે નક્કી આજ ઇબ્ને સમઉનનું આવી બનયું. હું ઇબ્ને સમઉન કને ગયો અને તેમને લઇ પુનઃ ખલીફા કને ગયો. ખલિફા કને ઉપસ્થિત થઇ ઇબ્ને સમઉને નસીહત અને બોધનો સિલસિલો શુરૂઅ કરી દીધો. ઝુબાન ઉઘડતાંજ કેહવા લાગ્યા "હઝરત અલીથી રિવાયત છે કેઃ–" આ પ્રમાણે જેટલી રિવાયતો વર્ણવી તેની સનદ શુરૂઅથી આખિર સુધી હઝરત અલી લગીજ પહોંચતી હતી અને તેની ભાવનાથી દિલ પર એવો સચોટ ઘા થતો કે ન પુછો વાત.

તાઇઉલ્લાહનું દિલ મોમ થઇ ગયું, આંખો વરસવા લાગી અને તેના હાથમનો રૂમાલ આંસુઓથી તર થઇ ગયો.

ઇબ્ને સમઉન ખામોશ થઇ ગયા અને પછી મ્હારા હાથમાં મુશ્કનો એક ડબ્બો આપ્યો અને કહ્યું કે ખલીફાને નઝરાણા તરીકે આપો. મ્હેં તે હદિયો ખલીફાની સામે ધરી દીધો. ત્યાર પછી ઇબ્ને સમઉને સલામ કરી વિદાય લીધી. હું મહલના દરવાઝા લગી તેમને વળાવવા ગયો. અત્યંત સન્માનપૂર્વક તેમને રૂખસત કરી હું પુનઃ ખલીફહ કને આવ્યો. એકાન્તનો લાભ લઇ મ્હેં ખલીફહને પુછ્યું:

"અમીરૂલ મુઅમિનીન! ઇબ્ને સમઉનના આવવા પહેલાં આપ અત્યંત ક્રોધાતૂર હતા, પરંતુ તેમના આગમન પછી આપના ચિહરાના ભાવ બદલાઇ ગયા અને આપ તેમની સાથે અત્યંત મિહરબાની તેમજ

રહમદિલીપુર્વક વર્ત્યા. એનું શું કારણુ ?" ખલીફાએ ઉત્તરમાં કહયું:

"થોડાક ચાડીખોરોએ મ્હને આવી ખબર આપી કે ઇબ્ને સમઉન અલી મુર્તઝા (ક.) ની શાનમાં અત્યંત ગુસ્તાખીભર્યા વેણો ઉચ્ચારે છે. એથીજ ગઝબનાક થઇ મ્હેં તેમને તેડી મંગાવ્યા હતા. પરંતુ તેઓએ આવતાંની સાથેજ શુરૂઅથી છેવટ લગી જેટલાં રિવાયતો વર્ણવી, તે બધીજ હઝરત અલીથી હતી. પ્રત્યેક મત્કા પર હઝરત અલી (ક.)નું નામ તેઓ અત્યંત તઅઝીમ સાથે ઉચ્ચારતા હતા આથી મ્હારી બધી શંકાનું નિવારણુ થઇ ગયું. ચુગલ ખોરોએ હસદથી ઇબ્ને સમઉન વિરૂધ્ધ જુઠાણાનો પ્રચાર કર્યો હતો. એ વાત વર્તી જતાં મ્હને વાર લાગી નહિં."

× × ×

હિજરી સન ૩૬૭ માં અદદુદ્દવલા ઇરાકની ગાદીએ આવ્યો. તેણે તખ્ત પર બેસતાંની સાથેજ તમામ ગલી કુચીઓમાં ઢંઢેરો પીટાવ્યો કે હવેથી કોઇ વાઅઝ, સહાબા અને રસૂલે ખુદા (સ૦ ના સાથીઓની ફઝીલતો આમ મજલિસોમાં વર્ણવે નહિ. સહાબાઓની તારીફથી ઉશ્કેરણી ફેલાય છે અને રમખાણુ ભડભડી ઉઠવાનો ભય રહે છે. જે કોઇ આ હુકમનો ભંગ કરશે, તેનું મસ્તક ધડ ઉપરથી વિખુટું પાડી નાખવામાં આવશે.

આ ઢંઢેરો પીટાવવાનું કારણુ એ હતું કે અદદુદ્દવલાની ફત્તહમંદી પૂર્વે ઇરાક દેશમાં શીઆ અને સુન્નીઓ વચ્ચે મઝહબી માન્યતાઓ અંગે ઝઘડો ઉત્પન્ન થઇ ગયો હતો અને તેણે એવું ઉગ્ર સ્વરૂપ ધારણુ કર્યું હતું કે ઉભય પક્ષના સેંકડો માણસો મૃત્યુને ઘાટ ઉતરી ચુક્યા હતા. બગદાદની આસપાસના કુંડીબંધ ગામડાઓ

બાળી નાખવામાં આવ્યા હતા. પ્રજાની માલ મતાની લુટનો કાં શુમાર ન હતો.

ઇબ્ને સમઉન આ હુકમના વિરોધમાં બગદાદની જામિઅ મસ્જિદમાં અત્યંત આઝાદી અને નિડરતાપૂર્વક છડેચોક પોતાન વઅ્ઝ્માં સહાબાએ કિરામ (રદિ૦)ના ગુણગાન ગાય છે.

અબુલ થના વર્ણવે છે કે અદદુદ્દવલા હુકમ અન્વયે અલ્લામ ઇબ્ને સમઉનને મ્હેં મ્હારા મકાને તેડી મંગાવ્યા. તેઓ આવ્યા, તે તેમના મુખ પર કંઇ એવો જમાલ અને પ્રભાવ નઝરે પડયો મ્હારે બેઅખ્તિયાર ઉભા થઇ તેમને સન્માનવું પડયું. મિઝાજ પુર્સ પછી મ્હેં કહ્યું:—

"જનાબ! અદદુદ્દવલાને લોકોએ આપની વિરૂદ્ધ શિકાયતો કરી ભંભેરી મુકયો છે. આપ એ તો જાણતાજ હશો કે તે કેવો ભયંકર અને ઘાતકી બાદશાહ છે? મ્હારી તો તમને વિનંતિ છે કે તમે ત્ય જતાંની સાથેજ અત્યંત આજીઝી અને અદબપૂર્વક વર્તજો અને શાહી તાઝીમ તકરીમમાં કોઇ પણ પ્રકારની કચાશ રહેવા દેશો નહિં. તદઉપરાંત ખુદાથી યાચજો કે તે તમને આવા ગઝબનાક સમ્રાટના કરાલ પંજાથી છુટકારો અતા ફરમાવે."

સમજાવી પટાવી હું ઇબ્ને સમઉનને લઇ દરબારે ગયો. ત્યાં મ્હે કહ્યું: "તમે ઝરા અહિંઆ થોભજો. હું પરવાનગી લઇ તમને તેડી જાઉં છું. મ્હેં કહેલી સૂચના ઉપર બરાબર અમલ કરવાને ચુકતા નહિં."

પરંતુ મ્હારી બધી વિનવણી વ્યર્થ ગઇ. પરવાનગી વિનાજ ઇબ્ને સમઉન પણ મ્હારી સાથે બેધડક અંદર ઘુસી આવ્યા. મ્હે

કહ્યું હતું તેના ઉપર સ્હેજે અમલ કર્યા વિના, કોઇ પણ પ્રકારની તા'ઝીમ તકરીમ અદા કર્યા વગર, બખ્તિયાર-જેને અદદુદવલાએ કત્લ કરી ઇરાકની ગાદી પચાવી પાડી હતી–ના ઘર તરફ ઇશારો કરી કુર્આનની આ આયત પઢી:

"તે ગામ જેમાં ઝુલ્મ થતો હતો; જ્યારે તેને ખુદાનો ગઝબ લઇ લે છે ત્યારે એવુંજ કરે છે. ખુદાની પકડ અત્યંત દર્દનાક અને સખ્ત છે."

ત્યાર પછી અદદુદવલા તરફ નિહાળી બોલ્યા:

"એ પછી તેની જગ્યાએ અમે તને તાજ અને તખ્તનો વારિસ ઠેરવ્યો. જોઇએ તો ખરા, તું શું કાર્યવાહી કરે છે?"

એ પછી ઇબ્ને સમઉને સદ્બોધનો દરવાજો ઉઘાડયો, અને પોતાની જાદુઇ વાણી વડે એવો પ્રભાવ પાથરવા માંડયો કે જોત જોતામાં સમસ્ત દરબાર અને સ્વયં અદદુદવલા પર એક બેહોશી અને વિવશતાનો આલમ તારી થઇ ગયો. મ્હેં અદદુદવલાને કદી રહમથી કામ લેતાં જોયો નથી. તેનું દિલ એવું તો કઠણ અને ઘાતકી હતું. કે તેના પર કોઇ પણ પ્રકારની અસર થઇ શકતી નહિં. ઇબ્ને સમઉનની વાણીએ તે અસર કરી કે તે પોતાનો રૂમાલ આંખો ઉપર મુકી ચોધાર આંસુઓએ રડવા લાગ્યો.

બધાને એજ સ્થિતિમાં છોડી ઇબ્ને સમઉન ત્યાંથી અદ્રશ્ય થઇ જાય છે. અહિંઆથી તેઓ મ્હારા મકાને જઇ બેસે છે. ઘણી વાર પછી જ્યારે અદદુદવલા સ્વસ્થ થાય છે ત્યારે ઇબ્ને સમઉનને ન નિહાળતાં મ્હને સંબોધી હુકમ આપે છે—

"અત્યારે ને અત્યારેજ ખઝાનામાંથી ત્રણ હઝાર દિરહમ રોકડા અને દસ જોડ મુલ્યવાન ખિલ્અ્ત લઇ ઇબ્ને સમઉનને મ્હારા વતી આપો. અગર તેનો સ્વિકાર કરે તો ત્યાંજ કત્લ કરી નાખજો, અને જો તેઓ ઇન્કાર કરે તો કેહજો કે એને તમે તમારા સ્નેહીઓ અને ગરીબો વચ્ચે વહેંચી આપજો."

અબુલ થ્ના વર્ણવે છે કે આ આજ્ઞાએ મ્હને ભારે વિમાસણમાં નાખી દીધો. કદાચ સમઉન એ વસ્તુઓનો સ્વિકાર કરી લે અને મ્હારા માથે જગતના એ સર્વોત્તમ વાણી-વીરના કત્લનો બોજ આવી પડે. ન છુટકે દિરહમ અને ખિલ્અ્ત લઇ હું તેમની સેવામાં ગયોઃ—

"બાદશાહ અદદુદ્દવલાએ આ બધી વસ્તુઓ નજરાણા તરીકે આપની ખિદમતમાં ધરી છે. આપ એનો સ્વિકાર કરો."

અબુલ થ્ના ! ભલા તમેજ ન્યાય તોળો, હું એ વસ્તુઓને લઇ શું કરૂં ? આ વસ્ત્રો જે હું પહેરૂં છું તેને ચાલીસ વરસ થયા, વાલિદ મર્હૂમ મગફુરે મ્હારા માટે બનાવરાવ્યા હતા. જ્યારે મ્હને ક્યાંક જવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે, ત્યારે હું એને પહેરી લઉં છું અને પુનઃ ઘરે આવતાં તેને અત્યંત સંભાળપુર્વક ઘડી વાળી મુકી દઉં છું. મ્હારા જીવન માટે એજ વસ્ત્રો કાફી છે, અને અન્ય દુન્યવી સરસામાનની મ્હને લેશ માત્ર ઝૂરૂરત નથી. રહ્યા દિરહમ, એ મ્હારા માટે ફુઝુલ છે. તે ઘર જે મ્હને વારસામાં મળ્યું છે, તેની આમદની મ્હારા જીવન નિર્વાહ માટે પુરતી છે, એટલે મ્હને હવે શાહી ઇન્આમ ઇકરામની લેશ પણ હાજત રહેતી નથી." પ્રસ્તુત ઉત્તર સાંભળી મ્હેં કહ્યું :—

"વારૂં, અગર તમને એની ઝુરરત નથી તો પછી તમે તમારી સ્નેહીઓ-જેઓ હાજતમંદ હોય-તેઓની વચ્ચે વ્હેંચી આપો. સ્વયં

બાદશાહે મ્હને કહ્યું છે કે અગર તેઓ ન સ્વિકારે તોય તેના સ્નેહીઓ માટે આપી દેજો."

"હે ભાઇ! મ્હારા મિત્રોનેય એ વસ્તુઓની પડી નથી. દરબારીઓ મ્હારા મિત્રોની નિસ્બત એ સરસામાનના અધિક મુહતાજ છે."

× × ×

અંતે સમઉિન હિજરી સન ૩૮૭ મુતાબિક ઈ. સ. ૯૯૭ માં અજલના ફિરિસ્તાને રૂહ સ્વાધીન કરે છે.

ચાલીસ વરસ પછી હિ. સ. ૪૨૬ મુતાબિક ઈ. સ. ૧૦૨૯ માં કોઇ કારણોને લઇ આપને બાગુલ હરબમાં દફન કરવાની તજવીઝ થઇ કબ્ર ખોદવામાં આવી તો શરીરનું ખાક થવું તો કોરે રહ્યું કફનના કપડાંને ડાઘ સરખો લાગ્યો ન હતો.



# [૨] સૈયિદ અજલ

[ સિપહસાલાર—રાજવી—સુધારક—ખેડુત—મિત્ર ]

ચંગીઝખાં એક લુટારો હતો, જેને મઝહબ સાથે કાંઇ પણ નિસ્બત ન હતી. એટલેજ એના લશ્કરમાં પ્રત્યેક મઝહબના લોકો મવજુદ હતા. ઘણા તુર્કો અને અફ્ગાનો પણ હતા, તેમજ ઇરાનીઓની એક મોટી સંખ્યા પણ એના સૈન્યમાં શામિલ હતી. કુબ્લાખાંના સમયમાં ઇરાનથી ઘણા લોકો ચીનમાં આવ્યા. એ લોકો એ કાળમાં ફવજી ખિદમતો અંજામ આપતા હતા. જગ વિખ્યાત ઇટાલિયન પ્રવાસી 'માર્કોપોલો'ની પણ એજ ધારણા હતી કે ચીનમાં બેએક મુસ્લિમો હતા, પરંતુ તેમની આટલી મોટી સંખ્યા ચંગીઝખાં અને તેની અવલાદ ઘસડી લાવી હતી.

ઇબ્ને બતૂતાએ પણ ઘણા ખરા તે લોકોનું પોતાના પ્રવાસ-પુસ્તકમાં વર્ણન કર્યું છે, જેઓએ કુબ્લાખાંના સમયમાં ઇરાનથી આવી ચીનમાં વસવાટ કર્યો હતો.

ઇ. સ. ૧૯૦૬ માં ફ્રેંચ સરકારે ચીન સંબંધી માહિતી મેળવવા અર્થે મી. ઓલનના પ્રમુખપણા હેઠળ એક મિશન મોકલ્યું હતું, જે ઓલન મિશનના નામથી મશહુર છે. આ મિશન ત્રણ વરસ સુધી ચીનમાં રહ્યું અને ત્યાંથી પાછા ફરી તેમણે પોતાની શોધખોળોના

બે હજાર ગ્રંથો પ્રગટ કર્યા, જેનો અંગ્રેજી અનુવાદ ઇસ્લામી એન્સાઇક્લોપીડિયા દ્વારા આપણને મળ્યો છે. ચીની મુસ્લિમો અને તેમના ઇતિહાસ સંબંધી વધુમાં વધુ જે માહિતીઓ પ્રાપ્ત થઇ છે તે એજ પુસ્તકોના આધારે છે. ખુદ મિશન વર્ણવે છે કે અમને સમસ્ત ચીન અને ચીની લોકો સંબંધી માહિતીઓ મેળવવા માટે ત્યાં મોકલવામાં આવ્યા હતા. અમારા વસવાટ દરમિયાન કેટલાક પત્રોએ અમારૂં લક્ષ કેવળ ઇસ્લામી ચીન તરફ દોર્યું અને, એ ઇમાનદારીપૂર્વક માન્ય કરી સકાય છે કે અમારો આ પ્રવાસ કેવળ ઇસ્લામી ચીન સંબંધી કંઇક નવીન માહિતીઓ પહોંચાડી સક્યો.

આ સ્થળે ચીનમાં ઇસ્લામના ઉદય-કાળ સંબંધી ઓલન મિશનનું વર્ણન રજુ કરવામાં આવે છે. જો કે એથી એ પ્રશ્ન ઉપર જોઈએ તેવો પ્રકાશ નથી પડતો, છતાં જે કાંઇ મળી સક્યું છે તે આ છેઃ—

ચીનમાં ઇસ્લામનો ઉદય સર્વથી પ્રથમ નિયાન પ્રગણામાં એક અરબી મુસલમાનના હાથે થયો, જેનું નામ શમ્સુદ્દીન ઉમર હતું. આ માણસ બહાદુર, બુધ્ધિમાન અને લડાયક કળામાં અત્યંત પ્રવીણ હતો. પ્રથમ એક પ્રવાસીની હયસિયતથી તે નિયાનમાં આવ્યો, અને પોતાની નીતિ રીતિએ સત્વરજ ચીનાઓમાં લોકપ્રિય થઇ પડયો. એની એ લોકપ્રિયતાના કારણે હુકુમતે એને કોઈ સાધારણ ઉહ્દા પરની આપી. કર્તવ્ય-ભાન, પ્રમાણિકપણા અને સચ્ચાઇના કારણે એ દિન પ્રતિ દિન ઉન્નતિ સાધતો ગયો અહિં સુધી કે એક દિવસ નિયાન પ્રગણાનો ગવર્નર નીમાયો. ગવર્નર થઇ ન્યાય, ઉદારવૃતિ, દયા અને પરોપકારપણાનું તેણે તે અજોડ ઉદાહરણ રજુ કર્યું, જેને લઈ ચીનાઓ

આજ લગી તેના નામનો કલમો ભણે છે. તેણે પોતાના શાસન-કાળ દરમિયાન કેટલીક યાદગારો છોડી, જે મુદ્દત સુધી ચીનાઓની પવિત્ર યાદગારો રહી. તેના ઘણાખરા અવશેષો હજી પણ મવજુદ છે જે પોતાના મહાન પ્રતિભાશાળી સ્વામીની યાદ તાઝી કરે છે.

એ તદ્દન સ્વાભાવિક છે કે પ્રજા ઉપર અમલદારના રિતરિવાજ રેહણી કરણી. વિચારો અને પ્રત્યેક બાબતની ઉંડી છાપ પડે છે. એ મહાન પ્રભાવશાળી સત્તાધીશનો નિયાન પ્રગણાના રહેવાસી ઉપર જે પ્રભાવ પડયો હશે, તેનું વર્ણન અસ્થાને છે. ખરેખર, તે ઝમાનામાં અહિંના રહેવાસીઓના ટોળેટોળાં ઇસ્લામના ચરણોમાં આળોટી પડયા હશે. તદુપરાંત અન્ય પાડોશી દેશોમાંથી થોડાક મુસ્લિમોએ આવી અહિં વસવાટ પણ કર્યો હશે. એજ કારણોને લઈ ચીન દેશમાં મુસલમાનોની સંખ્યા આજ પ્રાન્તમાં સૌથી વિશેષ છે.

ઇટાલિયન પ્રવાસી મારકોપોલો,—જેણે તેરમી સદીના આખરી ભાગમાં એશિયાના કેટલાક દેશોનો પ્રવાસ ખેડયો હતો—લખે છે: હું અહિંઆ સૈયિદ ઉમર અજલના જયેષ્ઠ પુત્ર સૈયિદ નસીરૂદ્દીનને મળ્યો. એના વિષે મારકોપોલોએ ઘણી માહિતીઓ અને ઘટનાઓનું પણ વર્ણન કર્યું છે.

## સૈયિદ અજલ શમ્સુદ્દીન મુહમ્મદ ઉમર

મુસલમાનોના એ મહાન નરનું જીવન ચરિત્ર મ્હને મુસલમાનોના કોઇ ઇતિહાસમાં નથી મળ્યું. અરબી અને ફારસી ઇતિહાસ-ગ્રંથોમાંથી પણ એ નામવર હસ્તી માટે કોઇ પણ પ્રકારની માહિતી મળી નથી. એટલે આ વર્ણન હું એન્સાઇક્લોપીડિયા ઓફ ઇસ્લામમાંથી નકલ કરૂં છું, જેના કર્તા ઇસ્લામના હડહડતા દુશ્મન મી. હાર્ટમાન છે,

જેણે પોતાના ગ્રંથમાં સેંકડો સત્ય પુરાવા અને ઘટનાઓનો કેવળ એટલા માટે ઇન્કાર કર્યો છે કે તેનાથી મુસલમાનોની નેકનામીનો પ્રભાવ પડે છે.

કહેવાય છે કે જ્યારે ચંગીઝખાંએ પશ્ચિમની તરફ હુમલો કર્યો ત્યારે સૈયદ અજલ એક હજાર સવારોને લઇ તેની સાથે જઇ મલ્યો. ચંગીઝખાંને મઝહબ સાથે કાંઇ લાગતું વળગતું ન હતું. એને તો શુરવીર માણુસોની એક મોટી સંખ્યા જોઇતી હતી. તેણે બેધડક આ એક હજાર જવાં મર્દોને પોતાના સૈન્યમાં માનનીય સ્થાન આપ્યું. સૈયિદ અજલના નીતિમાન જીવન અને અજોડ વીરતાના કારણે ચંગીઝખાં તેમની ઇજ્જત કરતો હતો.

સૈયિદ અજલ ઈ. સ. ૧૨૨૯ સુધી એની સાથે રહયા. ઇ. સ. ૧૨૩૦ માં જ્યારે સુલ્તાન અદગુનાઇ (૧૨૩૦-૧૨૪૨) ગાદીએ આવ્યો ત્યારે તેણે સૈયિદને ત્રણ ઇલાકાનો વાલી મુકર્રર કર્યો. (ફુગ, મનશી નાંગ અને યુનનાઇ) ઇ. સ. ૧૨૪૦ સુધી તે એ પ્રાન્તોના ગવર્નર રહયા. એ પછી તેમને પાટનગર પેકીનમાં બોલાવી લેવામાં આવ્યા, જ્યાં તેમને દરબારમાં કોઇ ઉહદા ઉપર નીમવામાં આવ્યા. ઇ. સ. ૧૨૫૧ માં જ્યારે સુલ્તાન નાનગુ તખ્ત નશીન થયો ત્યારે તેણે સૈયિદ અજલને તાકિલહુવાન નામક સરદાર સાથે બીજા છ ઇલાકાના ગવર્નર મુકર્રર કર્યા. ત્યાર બાદ તેમને બીજા કેટલાક ઉહદા ઉપરાંત જાસુસ ખાતાના વડા તરીકે નીમવામાં આવ્યા. સુલ્તાને જ્યારે ટશુન શુવાન ઉપર હુમલો કર્યો ત્યારે તે સૈયિદને પોતાની સાથે લેતો ગયો સૈયિદ તે વેળા લશ્કરના સેનાધિપતિ હતા. પોતાની કાબિલીયત અને વ્યુહ રચનાથી સૈયિદે તે મહાન કામો અંજામ

આપ્યા, જેને કારણે સુલ્તાન તેની ઉપર ફિદા ફિદા થઇ ગયો. સુલ્તાન કુબ્લાખાં જ્યારે ગાદી ઉપર આવ્યો ત્યારે તેણે સૈયિદને પ્રધાનપદ આપ્યું.

સૈયિદ અજલની એ સ્થિતિ હતી કે જ્યારે તેમને કોઈ ઉહદો આપવામાં આવતો ત્યારે તે તેનાથી પણ મ્હોટા ઉહદા માટે કાબિલ સાબિત થતા. તેમના નીતિમાન જીવન અને અસાધારણ બુધ્ધિએ એવાં એવાં મહાભારત કામો અંજામ આપ્યા, જેને કારણે તેમણે સુલ્તાનનો વિશ્વાસ અને પ્રજાજનોની મુહબ્બત જીતી લીધી.

ઈ. સ. ૧૨૭૪ માં, ચીનના સૌથી મોટા ઇલાકા નિયાનના ગવર્નર તરીકે એમને મુકર્રર કરવામાં આવ્યા. એ સમયે એ ઇલાકામાં વારંવાર બળવા ઉઠતા હતા. ખૂના મરકીનું બાઝાર સદા ગર્મ રહેતું હતું. કેળવણીના નામે ત્યાં મીંડું હતું. એ સ્થળે જાહિલ, લડાયક કબીલાઓ વસતા હતા. ઝમીનો અણખેડાયલી પડી હતી. ભૌગોલિક હયસિયતથી આ ઇલાકાની સ્થિતિ યાગસ્તાની ઇલાકાથી કોઇ પણ પ્રકારે ચડે એવી ન હતી. સૈયિદ ઉમર જ્યા રેઅહિંઆ પહોંચે છે ત્યારે રાજકુટુંબનો એક માનવી એ કબીલાઓનો સરદાર બનેલો હતો. એની લોકપ્રિયતાની એ સ્થિતિ હતી કે એના સ્હેજ ઇશારા માત્રમાં કબીલાઓ પોતાના પ્રાણ પાથરી દેતા હતા. સમજુ ગવર્નરે તુર્તજ માપી લીધું કે આ માણસ સાથે બગાડ કરવો એ હાથે કરી સખ્ત ખૂંરેઝી અને બળવાઓને નોંતરી લેવા બરોબર હતું. એટલે સૈયિદે અહિં પહોંચી સર્વથી પ્રથમ એ સરદાર સાથે મિત્રાચારીની મઝબુત ગાંઠ બાંધી લીધી અને એ રીતે સૈયિદને કેવળ હુકુમત કરવાનીજ તહિ બલ્કે પોતાના સુધારક વિચારોને અમલમાં મુકવાની તક હાથ લાગી.

સૈયિદને જ્યારે આ પ્રાન્તની સોંપણી કરવામાં આવી ત્યારે તેમનો વૃધ્ધાવસ્થાનો સમય હતો, અને મૃત્યુના અચુક પંજાએ નિયાનની માટીને એ મહાન નરની દેહ-બરકતથી પાવન કરવાનો કેવળ પાંચજ વરસનો સમય આપ્યો, છતાં એ પાંચ વરસમાં સુધારક ગવનરે તે અમર મહાભારત કામોની બુન્યાદ નાખી દીધી જે ચીન અને ચીનાઓના ઉન્નતિનું પ્રથમ પગથીઉં સાબિત થઇ. એ જાહિલ અને લડાયક કવમના અંતરોમાં તેણે નવી લગન જગાડી. જાણે આ માણસે ચીનની કાયા પલ્ટી નાખી.

સૈયિદ ઉમરે આ સ્થળે રહી ઘણી ખરી પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓ સ્થાપી, અને સંસ્કાર, રીતભાત અને રહેણી કરણીનું શિક્ષણ આપવા માટે તે તમામ સાધનોનો ઉપયોગ કર્યો જે તે સમયે સંભવિત હતા. પડતલ અને નકામી લેખાતી ઝમીનોની આબાદી અને પબ્લિકના ફાયદા માટે સડકો, પુલો, ભયંકર નુકસાન કરતી નદીઓના મઝબુત બંધો, પાણીની અછત હોય એવા ઇલાકાઓમાં ન્હેરો, હવઝ, કુવા અને પાણીના મ્હોટા મ્હોટા ખઝાના તે સમયની યાદગાર તરીકે મુદતો સુધી કાઇમ રહ્યા, અને જેમાંના ઘણા ખરા તો હજીય બાકી રહ્યા છે, જે પ્રવાસીઓની દ્રષ્ટિ મર્યાદામાં પોતાના મહાન સ્થાપકના વ્યકિતત્વની અમર યાદગીરી કાઇમ કરી રહયા છે.

ઓલન મિશનના રિપોર્ટ અને ફ્રેંચ એન્સાઇક્લોપીડીયા ઓફ ઇસ્લામના વર્ણનો મુજબ નિયાનમાં યતીમખાના અને છાત્રાલયોની બિના પણ સૈયિદ ઉમરનાજ કાળમાં નંખાઇ તેમણે પ્રાથમિક શાળાઓ સાથે એનીય વ્યવસ્થા કરી.

ઈ. સ. ૧૮૯૬ માં રશિયાએ એક છદ્મી મિશન ચીનના ઈતિહાસ અને અવશેષોની શોધખોળ માટે રવાના કર્યું હતું. એન્સાઇકલોપીડીયા ઓફ ઇસ્લામના વર્ણન સાથે સંમત થતાં, આ મિશને લખ્યું છે કે સૈયિદ ઉમરે ત્યાં ખેડુતોની કરુણ હાલત નિહાળી એક એવી સંસ્થા સ્થાપી જે સરકાર તરફથી ન્હાના ન્હાના ટુકડાઓમાં નવિન નવિન વસ્તુઓનું વાવેતર કરી ચીનાઓને માહીતી પહોંચાડે અને એ ઉપરાંત ખેડુતોને પ્રત્યેક પ્રકારની સુહુલતો કરી આપે. આ પ્રથમ ખેડુત-મંડળ હતું જે ચીનમાં સ્થાપિત થયું.

નિયાન પ્રાંત ચીનનો સૌથી મોટો પ્રાંત છે. આ પ્રાંત ચીન દેશના ઉત્તર તેમજ પશ્ચિમ વિભાગમાં આવેલો છે. એનો વિસ્તાર ૧૪૬, ૪૫૬ ચોરસ માઈલ છે. અર્થાત, ઇટલીથી ૩૨ હઝાર ચોરસ માઇલ વધારે છે. ઉત્તરમાં તિબેત, દક્ષિણ દિશાએ અનામ, પૂર્વમાં સુગ પ્રાન્ત અને પશ્ચિમમાં બીરમાન્યા. આ પ્રગણામાં ઘણા પર્વતો આવેલા છે, જેમની ઉંચાઇ કમથી કમ ૨૦૦૦ અને વધારેથી વધારે ૧૭,૦૦૦ ફીટ છે. ત્રણ મ્હોટી નદીઓ છે. સાલ્વિન નદી, મીકાંગ નદી અને રીલ્વી નદી. પુરો પ્રાંત તે વેળાએ વીસ ઝિલ્લાઓમાં વ્હેંચાયલો હતો. જેમાંના ટશુવ ટયાન ઝિલ્લાની એ હાલત હતી કે એમાં ઘણા ન્હાના ન્હાના ઝરણાં હતાં જે એક નદીને આવી મળતાં હતાં. વર્ષાઋતુમાં આ નદી એટલું બધું પાણી ખેંચી સકતી ન હતી એટલે, કિનારે આવેલા સ્થળોએ હમેશા જાનમાલનો ભય રહેતો હતો. સૈયિદ ઉમરે એ ઝિલ્લામાં એક અત્યંત મોટી નહેર એવી વ્યવસ્થાપૂર્વક ખોદાવી કે તે ઝરણાંઓનું અડધું અડધ પાણી ખેંચતી, ખુશ્ક અને પાણીની અછત હોય એવા ઈલાકાઓમાંથી પસાર થાય. એમ, ઉજ્જડ ઇલાકાઓને જળનું સાધન પુરં પાડવા ઉપરાંત, વારંવાર

રેલ સંકટનો ભોગ બનતા ઇલાકાઓના રક્ષણનો એક સુવ્યવસ્થિત બંદોબસ્ત થઇ ગયો. અંગ્રેજ પ્રવાસી જુમહોલે, ચીનમાં વીસ વરસ સુધી વસવાટ કર્યા પછી, વાપિસ આવી ૨૫ જાન્યુઆરી ૧૯૧૧માં પોતાનું પ્રવાસ-વર્ણન પ્રગટ કર્યું છે. તેના જણાવવા મુજબ આ નહેર હજીય મવજુદ છે અને પ્રત્યેક દવરમાં એની મરમ્મત થતી હોવાના કારણે તે આજ લગી કામ બજાવતી રહી છે.

શહેરથી દૂર વસતા લોકોની ઝુરૂરતો માટે વિવિધ ઇલાકાઓમાં અઠવાડિક, પખવાડિક અને માસિક બાઝારો ભરવાની વ્યવસ્થા કરવામાં આવી. બાઝારો માટે સરાઓ અને કુવાઓ બંધાવી આપવામાં આવ્યા.

ટપાલની વ્યવસ્થા માટે સૈયિદ ઉમરે ઇ. સ. ૧૨૭૬માં ચારસો સવારોની એક ટુકડી મુકર્રર કરી અને એ લોકો માટે ઠેકઠેકાણે સ્ટેશનો સ્થાપિત કર્યાં, જ્યાં તેમના ઘોડા બદલી આપવામાં આવતા હતા અથવા તો ટપાલના થેલા બીજા સ્વારોને સ્વાધીન કરવામાં આવતા હતા, એ રીતે દુરના સમાચારો પણ પ્રત્યેક બીજા દિવસે પ્રાંતના મુખ્ય નગર નિયાનફૂમાં પહોંચી જતા હતા.

ચીનમાં તે વેળા ઘણી મસ્જિદોની સ્થાપના કરવામાં આવી. જ્યાં જ્યાં સૈયિદ ઉમરને મુકર્રર કરવામાં આવતા ત્યાં ત્યાં સૈયિદ એક મસ્જિદ ઝુરૂર બંધાવતા. નિયાન પ્રગણામાં અસંખ્ય મસ્જિદોની સ્થાપના કરવામાં આવી. ફ્રેંચ મિશનના વર્ણન મુજબ પાટનગર નિયાનફૂમાં તેમની બંધાવેલી મસ્જિદો હજીય મવજુદ છે.

એમના નીતિમાન જીવન અને શાન્તિપ્રિય સ્વભાવ માટે ચીનાઓમાં ઘણી કથાઓ પ્રચલિત છે. એક વાર પાડોશના ઇલાકાના હાકિમ લુબાને નિયાન પ્રગણાના અમુક ભાગ ઉપર હુમલો કર્યો

અને એક કિલ્લો જીતી લીધો. આથી સૈયિદના નામે ફરમાન જારી થયું કે સત્વર સૈન્ય લઇ રવાના થઇ બળવાને દાબી દો. વૃદ્ધ સૈયિદ જ્યારે ફવજ લઇ રવાના થયો ત્યારે તે ઘણોજ રંજીદા અને ગમગીન જણાતો હતો. લોકોએ અનુમાન કર્યું કે લુબાન સાથેના મુકાબિલાનો ખિયાલ એને પરેશાન કરી રહ્યો છે. જ્યારે આ વાતની સૈયિદને જાણ થાય છે ત્યારે તે ખુલાસો કરે છે: "યૌવન કાળથી આજ લગી હું કદી પણ જંગથી નથી ડર્યો, તેમ આજ પણ ડરવાનો નથી. મ્હારી ગમગીનીનું કારણ એજ છે કે આ યુદ્ધના પરિણામે ઘણા નિર્દોષ માણસોનો ઘાણ નીકળી જશે. સૈન્ય અને સૈનિકો ઉપરાંત અગણિત બેગુનાહ પ્રજાજનોનું પણ આ યુધ્ધમાં લોહી રેડાશે."

સૈયિદને ખૂનરેઝી પસંદ ન હતી, એટલે ત્યાં પહોંચી બળવાખોરો સાથે સંધિના સંદેશા ચાલુ કર્યા. સૈયિદ ઉમરની વીરતા, સાહસ, અડગ હિમ્મત અને શૌર્યના કિસ્સાઓ સમસ્ત ચીનમાં પ્રખ્યાત હતા. દોસ્ત, દુશ્મન એના એ ગુણોનો નિઃસંકોચ સ્વીકાર કરતા હતા. એટલે તુર્તજ બળવાખોરો એને શરણે ગયા. પણ એ શર્તે કે જે કિલ્લો એમણે સર કર્યો છે તે એમનીજ માલિકીનો રહે.

પરંતુ સૈયિદ ઉમરની ફવજના કેટલાક સરદારોએ, ઇન્તિઝારથી કંટાળી કિલ્લાના બીજા ભાગ ઉપર એક ન્હાનકડા સૈન્ય સહિત હુમલો કરી દીધો. બળવાખોરોનું ધ્યાન બીજી તરફ હોવાના કારણે વિજય મેળવતાં વાર લાગી નહિં. આ વાતની જ્યારે સૈયિદને જાણ થઈ ત્યારે તે ઘણાજ ખિન્ન થયા અને કિલ્લામાંથી પોતાના સૈન્યને પરત તેડી લીધું. સાથે બળવાખોરોનાય કેટલાક સરદારોને તેડાવ્યા અને ઉભય સૈન્યો સમક્ષ તકરીર કરતાં કહ્યું કે:—

"પરમ કૃપાળુ ખુદાએ મ્હને આ નિયાન પ્રદેશનો વાલી કેવળ એટલા માટેજ બનાવ્યો છે કે હું અદલ ઇન્સાફની સાથે હુકુમત ચલાવું. મ્હને આ પ્રગણા પર ખૂનરેઝી અને ઝુલ્મ કરવા માટે હાકિમ નથી બનાવ્યો. મ્હારૂં સૈન્ય વિરોધીઓની હાઝિરીમાં ઝબરદસ્તી કિલ્લામાં પ્રવેશ કરે એ હું હરગિઝ પસંદ નથી કરતો. આથી નિર્દોષ નાગરિકોનું ખૂન રેડાશે."

સૈયદની આવી સુલ્હપ્રિયતા નિહાળી બળવાખોરો કિલ્લો સ્વાધીન કરી દે છે અને આ રીતે હઝારો ઇન્સાનો મવતના ડાચામાં હોમાતા બચી જાય છે.

## મરણ.

સૈયિદ અજલ શમસુદ્દીન મુહમ્મદનું ઇ. સ. ૧૨૭૯ માં મરણ થયું. આવા મહાન સત્તાધીશના અવસાનથી ચીનની વ્યથાનો પાર રહયો નહિ. ટિબેટ અને સોંગ આદિ પ્રગણાઓએ માતમ કરવામાં કચાશ રાખી નહિં.

ચીનાઓમાં દસ્તૂર છે કે જ્યારે તેમનો કોઇ મહાન પુરૂષ મરણ પામે છે ત્યારે તેના નામની કુરબાનીઓ આપવામાં આવે છે અને તેનું બાવલું સ્મરણાર્થે ખડું કરવામાં આવે છે. એટલે સૈયિદના અવસાનના દિવસે કન્ફુશિયસ ફિરકાએ ઘણા બલિદાનો આપ્યાં.

સૈયિદ ઉમરને પાંચ પુત્રો અને ઓગણીસ પૌત્રો હતા. સૈયિદના અવસાન પછી શાહી ફરમાન અનુસાર તેમના મ્હોટા પુત્ર સૈયિદ નસીરૂદ્દીનને નિયાનનો ગવર્નર નીમવામાં આવ્યો. એ પછી સૈયિદ અજલના વંશજો બરાબર હુકુમતની સેવા બજાવતા રહયા અને હુકુમત તેમની ઇમાનદારી, કર્તવ્ય પાલન અને સચ્ચાઇ ઉપર હમેશા વિશ્વાસ કરતી રહી.

ઇ. સ. ૧૩૬૮માં જ્યારે ટાઇ-ટશુકા-ધવાંગ-ટી ચીનની ગાદીએ આવ્યો ત્યારે તેણે પુરાતન પ્રધાનોની કારકિર્દિ એકઠી કરવા ઉપર લક્ષ આપ્યું. એ માટેની તપાસને અંગે વિદ્વાનોની એક કમિટિ નીમવામાં આવી. એ કમિટિએ ઇ. સ. ૧૩૭૫માં ૭ વરસની સખ્ત ઝહેમત પછી પ્રધાનોની કારકિર્દિ એકત્ર કરી ચીનના સમ્રાટ સમક્ષ રજુઅ કરી. આ કારકિર્દિના ઈતિહાસમાં સૈયિદ અજલની કારકિર્દિ સૌથી ઉજ્વળ હતી. એટલે સમ્રાટની આજ્ઞા અનુસાર કેવળ તેમનાજ ચરિત્રનું એક નોખુ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું. જેનું નામ 'યન-ટશા-શુ' રાખવામાં આવ્યું. આ પુસ્તક શાહી આજ્ઞા અનુસાર દેશની સમસ્ત પાઠશાળાઓના નિસાબ (કોર્સ)માં દાખિલ કરવામાં આવ્યું. સમ્રાટે સૈયિદ ઉમરના અગણિત બાવલાં ઠેકઠેકાણે ઉભાં કરાવ્યાં. જેમાંના કેટલાંક હજી મવજુદ છે. અહિં બૌધ અને કનફ્યુશિયસ મતના માનનારાઓ કુર્બાનીઓ અને ભેટા ચઢાવતા હતા.

ઇ. સ. ૧૪૦૫ માં ચીનની હુકુમતે એ સમયના સૌથી સમર્થ ગ્રંથકાર ટ-શીંગ-હૂને સૈયિદ અજલના ચરિત્ર અને જીવન ઉપર એથીય વધુ વિસ્તૃત ગ્રંથ લખવાની આજ્ઞા કરી. આ પુસ્તક ઘણા વિભાગોમાં લખવામાં આવ્યું. એમાં સૈયિદ અજલનો લકબ "અસ્સૈયિદુલ અજલ"ને બદલે "અલ-અમીરૂલ-અમીનુલ મુહસિન" લખવામાં આવ્યો છે.



# [ ૩ ] અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબયર

પત્થરોનો ઢગ ખડકાતો જતો હતો. પત્થરોની વૃષ્ટિને પરિણામે કાબા શરીફની એક છત સુદ્ધાં ઢળી પડી હતી. એક તરફ મુઠ્ઠીભર કુટુંબીઓ સહિત અબ્દુલ્લાહ બિન ઝુબયર ઝઝૂમી રહ્યા હતા, બીજી તરફ હજ્જાજ, ભૂખ્યા વરૂઓની માફક ઘુરકતા હઝારોના સૈન્ય સહિત કાબાને ઘેરો ઘાલી પડયો હતો. એક તરફ પૂરતી લડાયક સામગ્રિ સહિત સંતોષનો આનંદ અનુભવતો હજ્જાજ ઉભો હતો; જ્યારે બીજી તરફ રસદ પાણી ખત્મ થઇ ચુક્યાં હતાં. પૂરા શસ્ત્રોનાય ઠેકાણા ન હતા.

સાથીઓની અલ્પ-સંખ્યા અને પરાજયોની પરંપરાએ હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબયરનું દિલ ભાંગી નાંખ્યું હતું. હજ્જાજની કબજો મક્કા અને મદીના ઉપર પથરાયલી હતી. કુમકની આશા નાશ પામી હતી અને નિરાશાનો બાહુ ડોળા નગતગાવતો ભયંકર અટ્ટહાસ્ય કરી રહયો હતો. હજ્જાજ વિજયના કયફમાં ચુર હતો; કાબાનું ઘોર અપમાન થઈ રહયું હતું. કાબાના માન અપમાનની ઓમ્ને પડી ન હતી. 'એ વિચારની સાથેજ હઝરત અબ્દુલ્લાહ ચુરચુર થતા અંતઃકરણે સિજદામાં પોતાનું મસ્તક ઢાળી દે છે.

એક તરફ આપ અલ્લાહના સ્મરણમાં લીન થયા હતા; બીજી તરફ પત્થરોનો વરસાદ એક ધારો વરસ્યો જતો હતો.

× × ×

આટ આટલા પ્રયત્ન છતાં ઇબ્ને ઝુબયર વશ થતા ન હતા. હજ્જાજની વ્યાકુળતાનો પાર નથી. ત્હેના એકે એક પ્રયત્ન એળે જતા હતા. અંતે હતાશ થઇ તે એક નીચ યુક્તિ રચે છે. ઇબ્ને ઝુબયરના સાથીઓ ઉપર તે અભય વચનના સંદેશા પાઠવે છે. હજ્જાજ પોતાની યુક્તિમાં ફાવે છે, અને અબ્દુલ્લાહનો એક એક સાથી ધીમે ધીમે ખરતો જઇ હજ્જાજની સોડમાં જઇ આશરો લે છે. અહિં સુધી કે આપના બે પુત્રો-હમઝહ અને હબીબ સુધ્ધાં પિતાનો ત્યાગ કરી હજ્જાજ પાસે ચાલ્યા જાય છે.

હવે કેવળ પાંચજ જાંનિસારો રહી જવા પામ્યા હતા. હજ્જાજ અબ્દુલ્લાહની આવી કઢંગી પરિસ્થિતિનો લાભ લઇ એક સંદેશો મોકલે છે. જેમાં આપને અમાન આપવાનું વચન આપવામાં આવ્યું હતું. હઝરત અબ્દુલ્લાહ હજ્જાજનો સંદેશો લઇ પોતાની માતા અસ્મા બિન્તે અબુબક્ર સિદ્દીક કને જાય છે.

"વાલિદહ! મ્હારી કને હવે કેવળ પાંચ સાથીઓ સિવાય એક પણ સાથી રહયો નથી. બધાય બેવફા થઇ જીવતદાન મળવાની આશાએ મ્હારો ત્યાગ કરી ચાલ્યા ગયા છે. મ્હારા બે પુત્રો સુધ્ધાં હજ્જાજના આશરે ગયા છે. લોકો મ્હારી સાથે એવીજ રીતે દગો રમ્યા, જેવી રીતે હુસયન ઇબ્ને અલી સાથે રમવામાં આવ્યો હતો. હુસયનને તો તેમના પુત્રોએ મરતાં લગી સાથ આપ્યો હતો પરંતુ મ્હારા પુત્રો તો નામર્દ થઇ એ ફાસિકની પનાહમાં ચાલ્યા ગયા છે.

અને હવે હજ્જાજ મ્હારી ક્રૂર ઠેકડી કરતો હોય તેમ કહે છે કે તમેય ચાલ્યા આવો, તમે જે માંગશો તે આપવામાં આવશે. હવે આવી હાલતમાં મ્હારે શું કરવું ત્હેની મુંઝવણમાં હું પડયો છું."

પુત્રનું કહ્યું સાંભળી લઇ માતા ઉત્તર આપે છે :—

"તમે તમારી મુંઝવણને મ્હારા કરતાં વધારે સારી રીતે સમજી સકો છો, અગર તમે હક પર છો તો લોકોને હકની તરફ દોરવામાં પાછી પાની કરશો નહિં. તમારા સાથી હકની રાહમાં શહીદ થયા એટલે તમારેય હકની રાહમાં કુર્બાન થઇ જવું જોઇએ. અગર તમારો હેતુ દુન્યા કમાવાનો છે તો તમારા જેવો નાલાયક અને નામર્દ કોઇ નથી. હું તો એજ વાતને અનુમોદન આપું છું કે તમે તમારી ઝાતને બનુ ઉમય્યાને સ્વાધીન કરવા કરતાં મૃત્યુને સ્વાધીન કરો. મરવાનું તો દરેક જણને છેજ પછી મૃત્યુના ભયથી થરથરવું એ નરી કાયરતા છે. તમે વીરની પેઠે જીવ્યા છો તો પછી વીરની પેઠ મૃત્યુને વરતા શા માટે સંકોચાઓ છો? તમે કહો છો કે મ્હારા સાથીઓએ વિશ્વાસઘાત કરી મ્હને હતાશ કરી મુકયો. એ એક એવી શિકાયત છે જે નેક અને મર્દ માણસના મુખે શોભતી નથી."

"પરંતુ માતા! મ્હને એ વાતનો ભય રહે છે કે હજ્જાજ મ્હને કત્લ કરી મ્હારા મૃત-દેહને સલીબ ( ક્રોસ ) ઉપર લટકાવશે."

એના ઉત્તરમાં, એ વીરપુત્રની વીર માતા કહે છે :—

"બેટા! બકરાને ઝુબ્હ કર્યા પછી તેને એ વાતની કયાં પર્વા હોય છે કે તેની ચામડી ઉતારવામાં આવશે યા નહિં? લુંટાયા પછી ચોરનો ભય શાનો?"

માતાના કપાળનું ચુંબન લઇ હઝરત અબ્દુલ્લાહ બોલ્યા:—

"માતા! મ્હારી પણ એજ ઇચ્છા હતી. મ્હને જગતનો લોભ કે લૂભ નથી, મ્હેં તો આ કાર્યનો આરંભ એટલા ખાતિરજ કર્યો

હતો કે અલ્લાહની પાબંદીનો છડેચોક ભંગ થાય છે. માતા! જ્ય સુધી મ્હારા દેહમાં રક્તનું એક બિન્દુ પણ હશે ત્યાં સુધી હું હક માટે ઝઝૂમતો રહીશ. હું તો કેવળ તમારો અભિપ્રાયજ જાણવ માંગતો હતો અને તમે મ્હારા ઉત્સાહમાં ઓર પણ વધારો કર્યો છે માતા! મૃત્યુ મ્હારા મસ્તકે ભમી રહયું છે અને હું આજ અવશ્ય શહીદ થઈશ. હવે મ્હારો વખત ભરાઇ ચુકયો છે એટલે તમે મ્હને અલ્લાહને સ્વાધીન કરી દો. મ્હારા મરણ બાદ તમે ગમગીન થત નહિં...મ્હેં કદી કોઇ અયોગ્ય કૃત્ય કર્યું નથી, ન કોઇની સાથે વચન ભંગ કર્યો છે અને ન કદી મ્હેં કોઇના ઉપર ઝુલ્મ કર્યો છે કે કોઇ ઝાલિમનો સાથ આપ્યો છે. ટુંકમાં મ્હેં અલ્લાહની મરઝી વિરૂધ્ધ એકે કૃત્ય કર્યું નથી. આપને સંતોષ થાય એટલા ખાતરજ હું આ કહી રહયો છું, અહંકાર ખાતર નહિં!"

"બેટા! મ્હને ખાત્રી છે કે અલ્લાહ તમને તમારા કૃત્યને બદલો આપશે. જાઓ, અલ્લાહુ અકબરની ગર્જના કરતા શત્રુએ ઉપર ટુટી પડો."

અંતિમ વિદાય આપતી વખતે હઝરત અસ્મા પુત્રને છાતી સરસો ચાંપે છે. અચાનક આપના હાથને બખ્તરનો સ્પર્શ થાય છે વીર માતા એ નિહાળી વ્યાકુળ થઇ પ્રશ્ન કરે છે:—

"અબ્દુલ્લાહ! આ બખ્તર પહેરવાનું કાંઇ પ્રયોજન?"

"માતા! કેવળ સંતોષ અને મઝબુતીના કારણેજ મ્હેં બખ્તર ધારણ કર્યું છે."

"એને ઉતારી નાંખો, અને સાધારણ વસ્ત્રો પહેરી શત્રુએ સાથે લડો."

ઇબ્ને ઝુબયર તુર્તજ બખ્તરને ઉતારી ફેંકી દે છે. અને બન્ને બાંધો ગઢવી સાથીઓ સમીપ આવી બોલે છે:—

"બિરાદરો! ખબરદાર, તલ્વારને ઝણકાર તમને ભયભીત બનાવી મૂકે નહિં. ઝખ્મની વેદના કરતાં ઉપચારની વેદના અધિક હોય છે. આંખોને તલ્વારોના ઝળકાટથી બચાવવા હેઠળ પાથરી દો. જે તમારો સામનો કરે ત્હેની સામે...તમારે મ્હારી શોધ કરવી નહિં, અને અગર તમને મ્હારી તલાશજ હોય તો હું તમો સર્વને મોખરે શત્રુઓ સાથે લડતો મળીશ."

અને આપ શામીઓ પર ટૂટી પડે છે. હારોની હાર ચીરતા અને લાશોના ઢગ ખડકતા આપ શામીઓની પાછલી હાર સુધી જઇ પહોંચે છે. અને પુનઃ એજ પ્રમાણે શામના સૈન્ય સમુદ્રમાં તરતા મોખરે આવી પહોંચે છે. આપના અપ્રતિમ શૌર્ય આગળ શત્રુઓની હારના ચુરેચુરા થઇ જાય છે. હજ્જાજની હઝાર માથાઝીક છતાં ઇબ્ને ઝુબયર સાથે કોઇ બાથ ભીડતું નથી. આખાય સૈન્યમાં નાસભાગ શરૂ થઇ જાય છે. પરિણામે હજ્જાજ પાયદળ સૈન્યને લઇ હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબયરના ઝંડા ધારીને ઘેરી વળે છે. એ દ્રશ્ય નિહાળતાંજ અબ્દુલ્લાહ વાઘની પેઠે તે તરફ ધસી જઇ પોતાના અલમ બરદારને ઉગારી લઇ હજ્જાજને નસાડી મુકે છે.

જ્યારે કોઇ પણ મુકાબિલામાં થોભેલું જણાયું નહિં ત્યારે આપ મુકામે ઇબ્રાહીમ આગળ જઇ બે રકઅત નમાઝ અદા કરે છે. હજ્જાજ આ તકનો લાભ લઇ તુરત હુમલો કરે છે. આ હુમલામાં હઝરત અબ્દુલ્લાહનો અલમ બરદાર શહીદ થાય છે.

મસ્જિદે હરામના દરવાઝા આગળ શામીઓ પડાવ પાથરી પડયા હતાં. મકકા મુઅઝઝમ હવે નાકાબંધી કરી લેવામાં આવી હતી. હજ્જાજ અને તારિકે, અબ્તહ તરફ મરવહ સુધીને ઘેરી લીધું હતું.

નમાઝથી ફારિગ થઇ હઝરત અબ્દુલ્લાહ પુનઃ વિફરેલા સિંહની પેઠે શત્રુ–દળ ઉપર તુટી પડે છે. તેમનું આખું શરીર ઝખ્મોથી ચુર થઇ ગયું હતું, લોહીના ફુવ્વારા ઉડતા હતા છતાં આ અનુપમ લડવૈયો અણિશુદ્ધ ઝઝુમી રહયો હતો. આપે બાબે સફાની તરફ રૂખ કર્યું તુર્તજ શામીઓ જીવ લઇ નાઠા...અચાનક કોઇ સફા ઉપરથી એક માણુસ તીર મારે છે જે આબાદ આપના કપાળ ઉપર ચોંટી જાય છે. શૌર્યના પ્રતાપે ટકી રહેલું શરીર સ્હેજ લથડયું, પરંતુ પુન સ્વસ્થ થઇ લડવા માંડયું. સવારથી લઇ બપોર લગી આપ અને આપના સાથીઓએ અપ્રતિમ શૌર્ય દાખવી શામીઓના હોશ ખાટા કરી દીધા; આવું દસ્ય યુધ્ધ આકાશે કદી પણ નિહાળ્યું ન હતું.

× × ×

અંતે એક એક કરી આપના પાંચે સાથી શહાદતનો અમૃત–જામ નોશ કરે છે અને ૭૩ નબવી હિજરીના જમાદિઉસ્સાની મહીનાના મંગળવારના દિવસે, જગતનો એ અજોડ લડવૈયો, અપ્રતિમ અને અવર્ણનીય પ્રકારનું શુરાતન દાખવી શહીદ થાય છે. "ઇન્ના લિલ્લાહે..."

શામી સૈન્યે એ મૃત સિંહનું મસ્તક કાપવામાં ઝરાય વાર લગાડી નહિં. લાશને મુકામે હજુ નામક સ્થળે લટકાવવામાં આવે છે અને મસ્તક અબ્દુલ મલિકની ઉપર મોકલવામાં આવે છે. અબ્દુલ મલિક હજ્જાજના આ કૃત્યને ધિક્કારી કાઢે છે અને પરિણામે કેટલાંક દિવસ પછી અસ્મા બિન્તે અબુબક્રને આપની લાશ દફનાવવાની પરવાનગી મળે છે.



# [૪] ઝરયાબ: ઈન્દુલસનો એક કળાકાર

ઈતિહાસના પૃષ્ઠો ઉથલાવતાં કેટલીક વાર એવા માણસોના જીવન-વર્ણનો દૃષ્ટિ સમક્ષથી પસાર થાય છે જેઓ પોતાની કળામાં અપ્રતિમ અને પોતાના કર્તવ્યમાં અજોડ હતા છતાં તેમને ઝમાનાએ એવા ભૂલાવી દીધા છે કે તેમની યાદમાં આંસૂની અંજલી આપનાર તો કોરે રહ્યું પણ કોઇ નામ લેનાર સિક્કે રહ્યું નથી. એજ હસ્તીઓમાંથી તે સંગીત-આકાશનો ચાંદ હતો જે ઇરાનમાંથી ઉદય પામી, બગદાદને જલક દેખાડી ઇન્દુલુસ પર પ્રકાશ પાથરી ત્યાંજ અસ્ત થઇ ગયો.

ઇન્દુલુસના સુલ્તાન અબ્દુર્રહમાન બીજાના ઝમાનામાં ઝરયાબ, એક મશહુર માણસ થઈ ગયો. તેનો જન્મ ઇરાનમાં થયો અને તે ખલીફા હારૂન રશીદના દરબારનાં મશહુર મુફતી ઇસહાક મુસિલીનો ચેલો બન્યો. યા એમ કહો તો ચાલે કે ઇસહાક પાસે સંગીત-કળાની બાળાખડી શીખી તેણે તે કમાલ પયદા કર્યો કે ઉસ્તાદની કીર્તિ અને ગર્વનું કારણ થઈ પડયો. અહિં સુધી કે ઉસ્તાદ શાર્ગિદને અદેખાઈની આંખથી જોવા લગ્યા.

ઇસહાકની સાથે ઝરયાબ પણ હારૂનની મહફિલોમાં ભાગ લેતો. એની બુધ્ધિ અને સ્મરણ શક્તિ જ્ઞાનિઓમાં પ્રકાર પ્રકારની આશાઓ

જન્માવતી હતી, અને દિર્ઘદૃષ્ટિવાળાઓને એનું ભવિષ્ય શાનદાર દેખાતું હતું.

એક દિવસ ખલીફાની હુઝુરમાં સંગીતની મહફિલ જામી હતી. ભલભલા નિષ્ણાતો ત્યાં હાઝિર હતા. જ્યારે ઝરયાબની વારી આવી ત્યારે બદકિસ્મતીએ તેણે તેજ રાગ ગાયો જે ત્હેનો ઉસ્તાદ ગાય ચુકયો હતો. મઝકુર રાગ એવી તો અદાથી ગાયો કે તે પોતાના ઉસ્તાદ ઉપર નંબર લઇ ગયો. મહફિલ બરખાસ્ત થયા પછી બાદશાહે ત્હેને હુકમ સંભળાવી દીધો કે યા તો તે બગદાદને હમેશ માટે ત્યાગી જાય અથવા મરવા માટે તૈયાર થઇ જાય. ઝરયાબે મૃત્યુ કરતાં દેશનિકાલને પસંદ કરી ઇન્દુલુસની રાહ લીધી.

આ સ્થળે અબ્દુર્રહમાન ત્રીજો ગાદી ઉપર હતો. મુસ્લિમ બાદશાહોનું તખ્ત, એક સદીથી વધારે અરસાની હુકુમત પછી હવે તદન ઠરી ઠામ થયું હતું. બગદાદની ઇલ્મી તેમજ અદબી મજલિસોની કીર્તિ અને હારૂનના દરબારની શાન શવકત સાંભળી સુલ્તાનના દિલમાં ઇન્દુલુસના પાટનગર કુર્તુબાને બગદાદ જેવું બનાવવાનો શવક ઉત્પન્ન થયો હતો. એટલે તેણે ઝરયાબનું સ્વાગત કરવામાં કોઇ પણ પ્રકારની કચાસ રાખી નહિ. રહેવા અને ખુરાક ઉપરાંત એક વઝીફા અને બીજા અધિકારો અર્પણ કર્યા. એ રીતે ઝરયાબ પોતાની કળાના પ્રતાપે કીર્તિ અને દ્રવ્ય ઉભયનો ધણી થયો, અને પોતાના દિવસો સુખ અને શાન્તિમાં પસાર કરવા લાગ્યો.

કદ્રદાન સુલ્તાન ત્હેની કળા અને કાબેલિયત ઉપર એટલો રીઝા થયો કે જ્યારે આ ઇરાની બુલ્બુલ ગાતું ત્યારે તે કલાકો સુધી બેસી ગુપચુપ સાંભળ્યા કરતો. ઝરયાબનું જ્ઞાન વિશાળ હતું એટલે

તે વિવિધ વિષયો ઉપર કલાકો સુધી વિવેચન કરતો. તે ભૂત શાહોની કીર્તિ કથાઓ, અદભી હિકાયતો અને છલ્મી વાતો સંભળાવી સુલ્તાનની મહફિલ ગર્મ રાખતો. ત્હેને એક હઝાર કરતાં વધુ નઝમો યાદ હતી અને તેમાંથી પ્રત્યેક નઝમને એક ખાસ સુરની સાથે ગાતો. તે કહેતો કે તેણે તમામ સુર હવાની હરકત અને ત્હેના આકસ્મિક ધ્વનિ ઉપરથી શીખ્યા હતા. તેણે ચાર તારોની જગ્યાએ ઉદમાં ( એક પ્રકારનું વાજિંત્ર ) પાંચ તારો લગાડયા અને તેને વગાડવાની રીત, બીજા કળાધરોથી વિખુટા પ્રકારની હોવા ઉપરાંત એટલી બધી પ્રભાવશાળી હતી કે જે કોઈ સાંભળતું ત્હેને પછી અન્ય રાગોમાં લુત્ફ આવતો ન હતો.

જે માણુસ ત્હેની પાસે સંગીત વિદ્યા શીખવા માટે જતો ત્હેની પરીક્ષા તે એક વિચિત્ર અને નિરાળીજ રીતે કરતો, અને ત્હેને પોતાની પાસે બેસાડી જેટલું ઝોર હોય તેટલા ઝોરથી ગાવાનું કહેતો. અગર કોઇની આવાઝ ધીમો હોય તો ત્હેની કમરની આસ-પાસ એક પટો બંધાવતો જેનાથી ત્હેની આવાઝ બુલંદ થઇ જતી. અગર ત્હેની ઝુબાનમાં કોઈ રૂકાવટ કે થરથરાટ જણાતી તો ત્હેનોય ઇલાજ વિચિત્ર સાધનો દ્વારા કરતો. શાર્ગિદનું મુખ એટલું પ્હોળું કરાવે જેટલું તે પ્હોળું કરી શકે. તે પછી તે ત્હેને શબ્દ "આહ" ઉચ્ચારવાનું કેહતો. અગર તે માણુસ 'આહ" શબ્દ ઝોરથી ઉચ્ચારી શકે તો ત્હેને પોતાનો શાગિર્દ બનાવતો, અને માની લેતો કે ત્હેની ખામી દુર થઇ જશે. નહિં કર ત્હેને નકામો ગણી વિદાય કરતો.

ઝરયાબ બોલવા ચાલવા અને મહફિલોના રીત રિવાજથી ખુબ વાકિફ હતો. ત્હેનાથી અધિક હસતા ચિહરા અને સદ્‌વર્તણુંકવાળો માણુસ કોઇ ન હતો. ત્હેના ગુણોએ, પ્રત્યેક માણુસના દિલમાં ત્હેની સુહબતનો શવક પયદા કરી દીધો હતો. પ્રત્યેક સંસ્કારી કુટુંબમાં

ત્હેના નામ અને કાબિલિયતની ચર્ચા હતી. સમસ્ત ઈન્દુલુસમાં તે ખાન પાન, પોશાક અને રીતભાતની ફેશનોનો માર્ગદર્શક હતો. ત્હેને નિહાળી લોકોએ પોતાના બાલ કપાવવાની રીતમાં ફેરફાર કર્યો. ઇન્દુલુસમાં ઘણા પ્રકારના ખાણા ત્હેનાજ શોધેલાં હતાં અને એક પ્રકારની વાની ઘણાં સમય સુધી ત્હેનાજ નામથી સંબોધાતી રહી. ધાતુના બદલે કાચના વાસણોમાં તેણેજ પ્રથમ શરબત પીવાની શુરૂઆત કરી, પછી સઘળાઓએ ત્હેનું અનુકરણ કરવા માંડયું. ચામડાના બિસ્તર પર સૂવા અને ચામડાની ચટાઇઓ પર ખાવાનો દાખલો તેણેજ પ્રથમ બેસાડયો. તે એ વાત ઉપર ઘણુંજ વઝન આપતો કે શિયાળાના ગરમ વસ્ત્રો પહેરતાં પહેરતાં એકદમ ઉનાળાના બારીક વસ્ત્રો ધારણ કરવા એ ઘણુંજ બુરૂં છે. બલ્કે વસ્ત્રોમાં ધીરે ધીરે ફેરફાર કરવો જોઇએ.

જે કાંઇ તે લોકો સમક્ષ રજુ કરતો તેને લોકો ઉપયોગી સમજી કોઇ પણ પ્રકારના વાંધા વિના સ્વીકારી લેતા, અહિં સુધી કે બાદશાહ સુધ્ધાં ત્હેનું અનુકરણ કરતો. કહેવાય છે કે અબ્દુર્રહમાન ત્રીજો પોતાના હુકુમત-કાળમાં ચાર માણસોના છત્ર હેઠળ રહયો. (૧) યહયા—જે તે ઝમાનાના મ્હોટા મઝહબી આલિમ હતા. (૨) મલેકા ઝયનબ, (૩) ત્હેનો ગુલામ નસર અને (૪) ઝરયાબ. રાજકીય ઝઘડાઓમાં પડવાથી ઝરયાબ ઘણોજ પસ્તાતો હતો, એટલે તેણે પોતાની અસરને પાછળથી સામાજિક ચળવળો સુધીજ મર્યાદિત રાખી. એક ગવૈયો અને એ વ્યકિતત્વ! એક દરબારી આશ્રિત અને એટલી અગત્યતા! એક તરફ લિયાકત અને રસિકતા તથા બીજી તરફ કદરદાની અને કદ્ર—શનાસીના આ પ્રતાપ હતા.

## [ ૫ ] સઈદ ઈબ્ને જુબયર

અબ્દુલમલિક બિન મર્વાનનો ખિલાફત-કાળ હતો. જુમ્આનો દિવસ હતો. મક્કહનો વાલી મુસલિમા બિન અબ્દુલમલિક મિમ્બર પર ઉભો રહી ખુત્બો પળ્હતો હતો. બરોબર એજ સમયે શામથી ખાલિદ બિન અબ્દુલ્લાહ અલકસરી, મુસલિમાની જગ્યાએ મક્કહનો વાલી મુકર્રર થઇ મસ્જિદમાં દાખિલ થાય છે અને જ્યારે મુસલિમા ખુત્બો ખત્મ કરે છે ત્યારે ખાલિદ મિમ્બર ઉપર ચઢી જાય છે અને ખિસામાંથી ખરીતો કાઢી તેની મ્હોર તોડી વાંચવા માંડે છે:—

"બિસ્મિલ્લાહ...અમીરૂલ મુઅમિનીન અબ્દુલ મલિક બિન મર્વાન તરફથી સમસ્ત મક્કહવાસીઓને જાણ થાય કે અમે ખાલિદ બિન અબ્દુલ્લાહને મક્કહનો ગવર્નર મુકર્રર કરી મોકલ્યો છે. તેની તાબેદારી કરવામાં આવે. નાફરમાન અને વિરોધીની સજા મૃત્યુ હશે અને જે માણસ સઇદ ઇબ્ને જુબયરને આસરો આપશે તેનું ખૂન હલાલ ગણવામાં આવશે."

ખરીતો વાંચી રહયા પછી ખાલિદ લોકોને સંબોધી કહે છે—

"કસમ છે તે પાક ઝાતની જેના માટે આ સ્થળનો હજ્જ કરવામાં આવે છે. હું સઇદ બિન જુબયરને જે ઘરમાં નિહાળીશ તે ઘરના ધણીને કત્લ કરી તેનું ઘર ભસ્મીભુત કરી નાંખીશ. કેવળ

એટલેથીજ અટકીશ નહિં, બલ્કે તેના પાડોશીઓનેય કત્લ તેમના ઘરો પર હળ ચલાવીશ. જાઓ, આજથી તમને ત્રણ દિવસ મુહલત આપું છું.

અને તે મિમ્બર પરથી ઉતરી મુસલિમાને શામ તરફ રવ કરી દે છે:

× × ×

એક માણસ ખાલિદ પાસે આવી સઅદ જે સ્થળે છુપ હતા તે સ્થળની ખબર કરી દે છે. ખાલિદ તુર્તજ પોતાના જાસુસને સઅદનો પત્તો મેળવવા રવાના કરે છે. જાસુસ સઅદ આવી કહે છે.

"મ્હને હુકમ આપવામાં આવ્યો છે કે હું તમને ગિરફ્ કરી વાલી પાસે લઇ જાઉં...પણ, નઉઝુબિલ્લાહ! મ્હારાથી ઝુલ્મ હરગિઝ થશે નહિં; બિહતર તો એજ છે કે આપ સુરક્ષિત સ્થળે ન્હાસી છુટો. હું ય આપની ભેગો આવીશ."

એ સાંભળી, અલ્લાહના તે પાક બન્દહ પ્રશ્ન કરે છે:

"ભાઇ! તમારે બાલબચ્ચાં છે?"

"છે તો ખરાં."

"પછી તે લોકો નાહકના તમારા કારણે મુસીબત ગિરફતાર થશે."

"હું તમને અલ્લાહને સ્વાધીન કરું છું."

"એ કોઇ પણ કાળે બની સકે એમ નથી. મ્હારા ખા હું બીજાઓને મુસીબતમાં સપડાયલાં જોવા ઇચ્છતો નથી. તમે ગિરફતાર કરી ખાલિદને સ્વાધીન કરી દો."

અંતે લાચાર થઇ જાસૂસ હઝરત સઇદને કયદ કરી ખાલિદ પાસે લઇ જાય છે. ખાલિદ તેમને મુસ્કેટાટ બાંધી હજ્જાજ બિન યુસુફ તરફ રવાના કરી દે છે. એક શામી, ખાલિદને સંબોધી કહે છે:

"આ પહેલાં હજ્જાજે સઇદને શોધવા આકાશ પાતાળ એક કર્યું હતું; પરંતુ તે પોતાની શોધમાં નિષ્ફળ નીવડ્યો હતો. તમેય અલ્લાહના ખાતિર અગર તેમને દરગુઝર કરી દેશો તો અવશ્ય તમને અલ્લાહની રઝામંદી પ્રાપ્ત થયા વિના રેહશે નહિં."

એ સાંભળી ખાલિદ જે કઆબા તરફ પીઠ કરીને બેઠો હતો—નફ્ટાઇની હદ ઓળંગી ઉત્તર આપે છે:

"અગર મ્હને દેખાય કે અબ્દુલ મલિક બિન મર્વાનની ખુશનુદી બયતુલ્લાહને ઢાળી પાડવામાં છે તો હું તેના ખાતિર એ ઘરની એકે એક ઇંટ ઉખેડી નાંખતાં ઝરાય અચકાઉં નહિં." [નઉઝુબિલ્લાહ !]

× × ×

હઝરત સઇદને હજ્જાજની હુઝૂર લાવવામાં આવે છે. હજ્જાજ આપને નિહાળી પ્રશ્ન કરે છે:—

"તારૂં નામ શું ?"

"સઇદ."

"તારા પિતાનું નામ ?"

"જુબયર."

"નહિં. તું સઇદ બિન જુબયર નહિં પરંતુ શિકી બિન કસીર છે."

" મ્હારી માતા, મ્હારા અને મ્હારા પિતાના નામથી બખુબી વાકિફ છે. "

" તુ પોતે શિકકી (બદબખ્ત) તો હતોજ કિન્તુ તારી માતાએ પણ તને શકાવત (બદબખ્તી)માં નાંખી દીધો. "

" ગયબ હાં, કેવળ ખુદાની ઝાત છે. "

"હું તને મૃત્યુને સ્વાધીન કરીશ."

"પછી તો મ્હારી વાલિદહએ મ્હારૂં નામ સાલુંજ રાખ્યું છે કે હું સઇદ થઇશ અર્થાત, નેકબખ્ત."

"હું તારા આ દેહને ધગધગતા અંગારાઓને હવાલે કરીશ."

"અગર મ્હને યકીન હોત કે આ કૃત્ય ત્હારા ઇખ્તિયારમાં છે તો હું તને મ્હારો ખુદા માની લેતે."

" વારૂં, મુહમ્મદના સંબંધમાં તું શું કહે છે? "

"નબીયે રેહમત અને સમસ્ત જગતને અનીતિના અંધકારમાંથી નીતિના પ્રકાશમાં લઇ જનાર સાચા માર્ગદર્શક."

"ખલીફાઓ વિષે તારો શો અભિપ્રાય છે?"

" હું કાંઇ તેમનો વકીલ નથી. સૌ પોત પોતાના કૃત્યના જવાબદાર છે. "

"તારે તેમના હકમાં બુરૂં યા ભલું કેહવુંજ પડશે."

" જે વાતોને હું જાણુતો નથી પછી તે વાતોને ચૂંથવામાં શો સાર ! મ્હને પુછવું હોય તો મ્હારાજ સંબંધી પુછો."

" પણ એમાંથી તું કોને ચાહે છે ? "

" પ્રત્યેકને પોત પોતાના મરતબા ઉપર બરતરી હાસિલ છે. "

"તું તારી ઝબાને કહે કે અલી જન્નતમાં છે યા દોઝખમાં ? "

"અગર હું જન્નતમાં ગયો હતે તો ખબર પડતે કે ત્યાં કોણ કોણ છે; અગર દવઝખમાં ગયો હતે તો ત્યાંના નિવાસીઓની ખબ પડતે. તું તો મ્હને એવા સવાલો પુછી રહયો છે જેના ઉપ ગયબના આવરણ પથરાયલા છે."

"ચારૂ, કિયામતના દિવસે મ્હારૂં શું થશે?"

"હું તે દરજ્જા સુધી પહોંચી શકયો નથી કે ખુદા મ્હ ગયબની વાતો દર્શાવે."

"તારે સાચે સાચું કહેવુંજ પડશે."

"હું જુઠ બોલી સકતો નથી."

"એ બધી પંચાતને છોડી એ તો કહે તું હસતો કેમ નથી

"જગતમાં મ્હને હસાવનારી કોઇ વસ્તુ દ્રષ્ટિગોચર થઈ નથી તે મખલુક શી રીતે હસી શકે જે ખાકમાંથી બનેલી હોય અને જેના સિરે નિત્ય આગમાં ભડભડવાનો ભય ઝઝુમતો હોય; જે એ ન એક દિવસે પોતાના કરેલાની સઝા મેળવવાની ચિન્તામાં હોય અને સવારથી લઇ સાંજ સુધી કોઇને કોઇ બલામાં ગિરફતાર."

"હું તો પેટભરી હસું છું."

"અલ્લાહે પ્રકાર પ્રકારના માણસો ઉતપન્ન કર્યા છે."

"તેં કંઇ ખેલ તમાશા જોયા છે?"

"જેનાથી મ્હને કાંઇ લેવા દેવા નથી તે વસ્તુઓને હું ઓળખતો નથી."

હજ્જાજ શરણાઈ રબાબ (એક પ્રકારનું વાજિંત્ર) દફ વિગે વાજિંત્રોના ઉસ્તાદોને તેડાવી વગાડવાનો હુકમ કરે છે જેનો અવા

કાને પડતાંજ હઝરત સઅદ રડી પડે છે. હજ્જાજ એ નિહાળી આશ્ચર્ય ચકિત થઇ પ્રશ્ન કરે છે:—

'કેમ, આ કંઇ રડવાનો મવકો છે?"

"હજ્જાજ! આજ ત્હેં મ્હારા અંતઃકરણમાં એક મહાન વસ્તુની યાદ તાઝી કરી દીધી, જેના ખવફે ન હું પેટ ભરી ખાતો ન પેટ ભરી પીતો, ન સારા વસ્ત્રો પહેરતો. એ સઘળી વસ્તુઓ આવનાર મુસીબતનો ભાસ કરાવનારી છે. આ જે ફુંકવામાં આવે છે [શરણાઇ] તે કિયામતમાં હિસાબના સાર ફુંકશે. અને આ તંબુરો તે વૃક્ષનું લાકડું છે જે હકથી પયદા થઇ નાહક વસ્તુમાં વપરાયું છે.

"હું તને કતલ કરનાર છું."

"જે મ્હારા નસીબમાં હશે તે થશે."

"હું તારા કરતાં અધીક અલ્લાહને પ્યારો છું."

"જે કોઇ અલ્લાહની તરફ રૂજુઅ થાય છે તેને પોતાના મરતબા અને પંથની ખબર હોય છે."

"મ્હને કેમ મ્હારા પંથની ખબર ન હોય? હું વકતના ઇમામ અને જમાઅતના સાથે છું. પણ તું વિખવાદ અને ફિત્નાની સાથે છે."

"હું ન જમાઅતથી પદભ્રષ્ટ છું ન ફિત્નાથી રઝામંદ પરંતુ અલ્લાહનો હુકમ જારી છે જેને કોઇ ટાળી સકતું નથી."

"તને ખબર છે કે અમે લોકો અમીરુલ મુઅમિનીન સાથે શા રીતે રહીએ છીએ?

"મ્હને શાની ખબર હોય ?"

ઉત્તરમાં હજ્જાજના હુકમથી સરસામાન, મુલ્યવાન જવાહિરો અને ઉમદા વસ્ત્રોનો ઢગલો ત્યાં આગળ ખડકવામાં આવે છે, જેને નિહાળી સઇદ ફરમાવે છેઃ—

"એ વસ્તુઓ સરસ તો છે પરંતુ તે એક રીતે."

"તે રીત કઇ?"

"એનાથી તે દિવસની સુખ શાન્તિની સામગ્રી ખરીદવામાં આવે જેને કિયામતનો દિવસ કહે છે. તે દિવસે દૂધ પાનારી પોતાના બાળકને ભૂલી જશે, ગર્ભવંતિનો ગર્ભ પડી જશે, મિત્રો અને સ્નેહીઓ સાથ છોડી જશે. તે દિવસે તેજ વસ્તુ કામ આવશે જે આ વસ્તુઓ આપી ખુદાના માટે ખરીદવામાં આવશે."

"ઝરા જો તો ખરો કેવી સરસ વસ્તુઓ છે ?"

"તેં એકઠી કરી છે એટલે એની ઉત્તમતાથી તુંજ વાકિફ હોઇ સકે."

"એમાંથી તારે કંઇ જોઇએ છે ?"

"નહિં, મ્હને તે વસ્તુઓની ખાહિશ નથી જે ખુદાની યાદ ભૂલાવનારી હોય."

"તારા ઉપર ફિટકાર હો."

"ફિટકાર તેના ઉપર હોય જે જન્નતથી દુર અને દોઝખથી કરીબ હોય."

હજ્જાજ જલ્લાદને સંબોધી કહે છેઃ

"મ્હારી સામેથી એને લઇ જાઓ. અને એનું મસ્તક ઉડાવી દો."

"હજ્જાજ! મ્હારા આ ઇકરારનો ગવાહ રેહજે કે "લાઇલાહ ઇલ્લિલ્લાહો..." આ ગવાહી ત્યાં સુધી સુરક્ષિત રહે જ્યારે હું અને તું પરલોકમાં રબ્બુલ આલમીનની હુઝૂરમાં હાઝિર થઇશું.";

અને હઝરત સઇદ ખડખડાટ હસી પડયા. એ નિહાળી હજ્જાજ આશ્ચર્ય થઇ પ્રશ્ન કરે છે:

"હસવાનું કાંઇ પ્રયોજન?"

"મ્હને તારા સાહસ અને ક્રૂરતા તેમજ અલ્લાહની ધીરજ અને સહનશીલતા ઉપર હસવું આવે છે.

"હું તે માણસને કત્લ કરવાનો હુકમ કરી રહયો છું જે જમાઅતનો સાથ છોડી વિખવાદીઓને જઇ મળ્યો છે. "કાલહોાહો તઆલા વલા તફર્રક..."

અને પુનઃ જલ્લાદને સંબોધી હઝરત સઇદની ગરદન ઉડાવી દેવાનો હુકમ કરે છે.

"મ્હને બે રકઅત નમાઝ પઢી લેવા દો."

અને હઝરત સઇદ કિબ્લા તરફ મુખ કરી પઢે છે. "ઇન્ની વજ્જેહતો વજહિય......"

એનું મુખ ફેરવી નસારાના કિબ્લાની તરફ કરી દો. જેણે કુસંપની જડ ઘાલી છે અને જેના પરિણામે લોકોમાં ફિરકા પડી ગયા છે." એ સાંભળી હઝરત સઇદ ફરમાવે છે:

**"જે દિશા તરફ રૂખ કરો તે તરફ અલ્લાહનું રૂખ છે, જે દિલોની દશાથી વાકિફ છે."** (કુઆર્ને કરીમ.)

"ઇલાહી! આ ઝુલ્મથી એ છુટકારો ન મેળવી શકે; મ્હારા ખૂનનો બદલો એની પાસેથી ઝુરૂર લેવામાં આવે, અને મ્હારા પછી

મુહમ્મદની ઉમ્મતમાંથી કોઈનુંય ખુન એના હાથે થવા ન પામે.”

જલ્લાદ આપનું મસ્તક ઉડાવી દે છે. આખા દરબારમાં સનસનાટી પથરાઈ જાય છે.

ઈતિહાસ સાક્ષી પુરે છે કે સઈદ ઇબ્ને જુબયરની શહાદત પછી હજ્જાજને અનિદ્રાનો રોગ લાગુ પડી ગયો. તેની આખી રાત પરેશાનીમાં પસાર થતી. તે વારંવાર ચોંકીને પુકારી ઉઠતો “સઈદ! મ્હને ચયનથી કેમ સુવા નથી દેતો?”

અને પંદર દિવસ પછી તે મરણને શરણ થાય છે.



# [ ૬ ] ઝિયાદ બિન ઉમય્યા

અમીર મુઆવિયાની આણ પ્રવર્તતી હતી. ચોરી લુટફાટ અને પ્રકાર પ્રકારની અનીતિયોના ધામ સમું ઇરાક, દિનપ્રતિદિન વધુ અને વધુ ખરાબ થતું જતું હતું. રોગચાળાની પેઠે પ્રસ્તુત ઉપદ્રવ ફેલાતો જતો હતો. નીતિનો સૂર્ય કયારનોય આથમી ચુકયો હતો અને અનીતિનો અંધકાર વધુ અને વધુ પ્રમાણમાં ગાઢ થતો જતો હતો. લુટફાટનું જોર એટલું તો વધી ગયું હતું કે રસ્તાઓ નિર્જન અને ઉજ્જડ થઇ ગયા હતા. લોકો લુટાવાના ડરે સમીસાંજના ઘરોમાં ભરાઇ બેસતા હતા. પ્રકાર પ્રકારની ફિત્નાઅંગેઝીઓના વંટોળ ઘુમરીઓ ખાતો હતો અને ઇરાક ઘડીપળમાં ડુબનારી નૌકાની જેમ ઝોલાં ખાતું હતું.

પરિણામે રોગી ઇરાકના ઉપચારક તરીકે, અમીર મુઆવિયા, ઝિયાદ બિન ઉમય્યાની નિમણુંક કરે છે. ઇરાક પહોંચતાંજ ઝિયાદ બિન ઉમય્યા જામેઅ મસ્જિદમાં જાય છે અને લોકોને એકઠા કરી નીચે પ્રમાણે ખુત્બો આપે છે:

"અગર કોઇ માનવી ઇશાની નમાઝ બાદ ઘરમાંથી બહાર નીકળશે તો હું તેનું ધડ ગરદનથી વિખુટું પાડી દઇશ. જેઓ અહિંઆ હાઝિર છે તેઓ! તે લોકોને મ્હારા આ હુકમની જાણ કરી દે જેઓ આ સ્થળે હાઝિર નથી."

ત્રણ દિવસ સુધી પ્રસ્તુત હુકમની તમામ શહેરોમાં મુનાદી પીટવામાં આવે છે.

× × ×

ચોથી રાતનો સમય હતો. રાત્રિનો ત્રીજો પ્રહર પસાર થઇ ગયા બાદ ઝિયાદ શહેરની ગલીઓમાં ઘુમવા લાગ્યા. અચાનક તેમને એક બકરીવાળો દેખાયો જે પોતાના બકરાંઓના ટોળા સહિત એક સ્થળે પડયો હતો.

ઝિયાદ તેની પાસે જાય છે અને પ્રશ્ન કરે છે:

"તું અહિંયા શું કરે છે?"

"હું આ નગરમાં આવ્યો હતો. પરંતુ કોઇ એવી જગ્યા ન મળી જ્યાં હું મ્હારાં બકરાંઓ સહિત થોભી સકું પરિણામે, હું આ સ્થળે સ્હવાર સુધી પડી રહીશ અને આવતી કાલે મ્હારાં બકરાં વેચી ખુશી વાપસ ચાલ્યો જઇશ."

એ સાંભળી ઝિયાદ કહે છે:

"ખુદાની કસમ! તારા કથનમાં અસત્યનો છાંટો સરખોય નથી. છતાં મ્હને ભય રહે છે કે જો હું તને છોડી મુકીશ તો લોકોમાં મશહુર થઇ જશે કે ઝિયાદ જે કહે છે તે પ્રમાણે વર્તતો નથી અને એથી મ્હારી વ્યવસ્થામાં ખલલ પહોંચી લોકોના અંતરોમાંથી મ્હારી ધાક જતી રહેશે...જન્નત તારા હકમાં અત્યુત્તમ છે."

અને બકરીવાળાનું મસ્તક તલવારના એકજ ઝટકે ધડથી વિખુટું થાય છે.

લોકોની ગભરામણુનો પાર રહેતો નથી. તેઓના અંતરોમાં હવે એ વાત સારી પેઠે ઘર કરી ગઇ કે ઝિયાદ જે કહે છે તેજ પ્રમાણે કર્યા વિના રહેતા નથી.

× × ×

પ્રથમ રાત્રિની પેઠે બીજી રાતે પણુ તે શહેરમાં ભ્રમણુ કરવા નીકળી પડે છે. આ રાત્રે ત્રણુસો માણુસોના ધડ મસ્તકથી વિખુટા થાય છે, અને બધાના મસ્તક કિલ્લાના દ્વાર પર લટકાવી દેવામાં આવે છે.

હવે તો લોકોને સંપુર્ણ ખાત્રી થઇ ગઇ કે રાત્રિના સમયે ઘરમાંથી બહાર નિકળવું એ હાથે કરી મવતને નોતરી લેવા બરોબર છે.

પુનઃ જુમ્આના દિવસે ઝિયાદ મિમ્બર ઉપર ઉભા થઇ ખુત્બો પડ્ઢે છે :—

"કોઇ પણુ માનવી રાત્રિના સમયે પોતાની દુકાનના દ્વાર બંધ કરે નહિં. નમાઝ વક્તે ઉઘાડી દુકાને નમાઝ માટે મસ્જિદે ચાલ્યો જાય અને જો કોઇ માણુસને ત્યાં ચોરી થશે તો તેનો જિમ્મેદાર હું છું. બેધડક તે મ્હારી કને આવી ચોરી થયેલી વસ્તુનો બદલો વુસુલ કરી લે."

હુકમનો અનાદર કરવાની કોઇએ હામ ભીડી નહિં, અને એકેએક દુકાન રાત્રિ દિવસ ઉઘાડી રહેવા લાગી.

× × ×

દિવસો વીતી જાય છે. એક દિવસ એક શરીફ ઝિયાદ કને આવી ફર્યાદ કરે છે:—

"ગઇ રાત્રે મ્હારી દુકાનમાંથી કોઈ હરામખોર ચારસો અશરફી ચોરી ગયો છે."

એ સાંભળી ઝિયાદે પ્રશ્ન કર્યો:—

"તારી દુકાનેથી ચારસો અશરફીની ચોરી થઇ એ વાત તું કસમ ઉપર કહે છે?"

તે માણુસ કસમ ખાય છે એટલે ઝિયાદ ખઝાનામાંથી ચારસો અશરફી તેને ગણી આપે છે અને તેને આ ઘટનાની કોઇને જાણ ન કરવા સખ્ત તાકીદ કરે છે.

પુનઃ જુમ્આના દિવસે માનવમેદની સમક્ષ ઝિયાદ મિમ્બર પર ઉભો રહી ફરમાવે છે:—

"દુકાનો ઉઘાડી રહેવા દઇ નમાઝ પઢવા માટે તેમજ રાત્રિના સમયે પણ દુકાનો ઉઘાડી રેહવા દેવાનો મ્હેં હુકમ કર્યો હતો અને એ પ્રમાણે તમે વર્ત્યા પણ હતા, પરંતુ અત્યંત શરમાવનારી બિના છે કે ફલાણા શર્રાફની દુકાનેથી ચારસો અશરફીની ચોરી થઇ છે. જાહિર છે કે ચોરી કરનાર કાંઇ આકાશ ઉપરથી નથી આવ્યો, તેમ તે બહારનોય નથી. તે તમારામાંથીજ છે, અગર તમે તેને મ્હારા હવાલે કરો તો શર્રાફનો માલ તેને સ્વાધીન કરવામાં આવશે, અને અગર તમો લોકો તેને મ્હારા સ્વાધીન નહિં કરશો તો ખુદાની કસમ! હું એક પણ માણુસને મસ્જિદમાંથી બહાર નિકળવા દઇશ નહિં, અને તુર્તજ સઘળાને કત્લ કરી નાખવાનો હુકમ કરીશ.

લોકોના ગભરાટનો પાર રહયો નહિં. તેજ સમયે લોકોએ ચોરી કરનારને ગિરફતાર કરી ઝિયાદને સ્વાધીન કર્યો.

ચાર ચોરીનો ઇકરાર કરે છે અને ચાસ્સો અશરથી ઝિયાદના હવાલે કરે છે. ઝિયાદ તેજ સમયે ચોરને સૂળી પર લટકાવવાનો હુકમ કરે છે.

× × ×

પુનઃ એક દિવસ ઝિયાદ અમલદારોને પ્રશ્ન કરે છે:—

"બસરામાં કયો એવો મુહલ્લો છે જેમાં અમન નથી અને કાનૂનની અવગણના કરવામાં આવે છે?"

ઉત્તરમાં "બની અઝદ" નામક મુહલ્લો દર્શાવવામાં આવે છે એ સાંભળી ઝિયાદ તુર્તજ હુકમ કરે છે:—

"એક મુલ્યવાન રેશમી થાન તે મુહલ્લામાં નાખી દેવામાં આવે."

ઘણા દિવસ સુધી તે થાન 'બની અઝદ' મુહલ્લામાં પડી રહ્યું, તેને ઉપાડી જવાની કોઇનામાં તાકત ન હતી.

અને આમ ઝિયાદ ઘણાજ અલ્પ સમયમાં દરેક ઉપર ચઢી ગયેલા અનીતિના કાટને બાળી નાખે છે.



# [ ૭ ] ફૈયાઝે ફઝલ

બરામિકા ખાનદાનની તબાહી પછીની આ ઘટના છે. એક દિવસ ખલીફા હારૂનર્રશીદ શિકારને ઇરાદે પોતાના શિકારી રસાલા સહિત જઇ રહ્યા હતા. માર્ગમાં બરામિકાના ખંડેરો તેમની દૃષ્ટિએ પડ્યા. આવા ઉજ્જડ સ્થળોએ, લોકોની ટેવ છે કે કંઈ ન કંઈ ચાતરી મારે છે. અચાનક એક દીવાલ ઉપર નીચેના શિઅરો લખેલા તેમની નજરે પડ્યાઃ—

" અય ઘર ! જેમાં વસનારાઓ સાથે કાળે મઝાક કર્યો."

એવી રીતે તેમને તિમેરી બરબાદ કર્યા કે પુનઃ એકત્ર ન થઇ સકયા.

મ્હેં એક વાર અહિંઆ જે લોકોને જોયા હતા, ઝમાનો તેમની દ્વારા લોકોને ફાયદો–નુકસાન પહોંચાડતો હતો.

તને હવે જે કોઇ જુએ છે તે ચીસ પાડી ઉઠે છે.

તે લોક ચલ્યા ગયા જેમની છાંય હેઠળ જીવન વ્યતિત થતાં હતાં.

અને તે રહી ગયા જેમના જીવન બેહાયદા છે.

હારૂનના દિલ પર આ અશઆરોએ ખુબ અસર કરી. તુર્તજ તેમણે અબામહ અસમઇને—જેઓ સાથેજ હતા—તેડાવી મંગાવ્યા અને પુછ્યું:

"બરામિકા ખાનદાન વિષે પણ કંઇ જાણો છો ?"

અરમદાએ હાથ જોડી કહ્યું:

"અમીરૂલ મુઅમિનીન! જાનની અમાન આપવામાં આવે તો કંઇક વર્ણવું."

ખલીફા તરફથી અભય વચન મળ્યા પછી અરમદાએ નજરે જોયલી હકીકત કહેવાનો આરંભ કર્યો:

"અમીરૂલ મુઅમિનીન! હું એક દિવસ ફઝલ બિન યહ્યા સંગાથે શિકારે ગયો હતો. માર્ગમાં અમે એક સ્થળે પડાવ નાખી પડયા હતા. અચાનક અમારા રસાલામાં ઊંટ પર સ્વાર થયલો એક બદુ આવી ચઢયો. ફઝલ તેને જોતાંજ મને કહેવા લાગ્યો:—

"જોજો, આ બદુ મનેજ શોધતો આવ્યો છે."

બદુ તંબુની હારો અને લશ્કરની ધુમધામ નિહાળી સમજ્યો કે આ અમીરૂલ મુઅમિનીની છાવણી છે. તે ત્યાંજ ઉતરી પડયો. પછી ફઝલની તરફ વધી બોલ્યો:

"અસ્સલામુ અલયક યા અમીરૂલ મુઅમિનીન વ રહમતુલ્લાહે વ બરકાતુહ!" ફઝલ લાગલોજ પુકારી ઉઠયો:

"ચુપ નાદાન! આ શું બકે છે?" તુર્તજ બદુએ ફેરવી નાખ્યું:

"અસ્સલામુ અલયકુમ અય્યુહલ અમીર!"

ફઝલે સલામનો ઉત્તર આપી તેને બેસવાનો ઈશારો કર્યો.

"તમે કયા કબીલામાંથી છો?"

"હું કઝાઆ કબીલામાંથી છું."

"ઇરાક અને તમારા વતન વચ્ચે કેટલો અંતર છે?"

"લગભગ બે હઝાર ચાર સો માઇલ."

"ત્યારે આવી મુશ્કિલ મુસાફરી ખેડી અત્રે આવવાની એટલી બધી શી ઝુરૂર હતી ?"

"જનાબ ! મ્હને અહિંઆ લગી તે બુઝુર્ગોની શુહરત ખેંચી લાવી છે જેમની ફૈયાઝી અને નેકનામીની દેશોમાં ધુમ મચેલી છે."

"તેઓ કોણ છે ?"

"બરામિકા."

"તમે ખરૂં કહો છો. પણ બરામિકા તો એક ખાનદાનનું નામ છે. તેમાં નાના મોટા ઘણા માણસો છે. તમે તે ખાનદાનમાંથી કોને પસંદ કર્યો છે ?"

"મેં તેને પસંદ કર્યો છે જે સૌથી મ્હોટો ફૈયાઝ છે."

"તેનું નામ ?"

"તેનું નામ ફઝલ છે. તે યહયાનો પુત્ર અને ખાલિદનો પૌત્ર થાય."

"તમે સાચું કહો છો પણ તે અતિ મહાન અને પ્રતિભાશાળી વ્યકિત છે. જ્યારે તે આમ મજલિસમાં બેસે છે ત્યારે તેની સાથે વિદ્વાનો, સાહિત્યકારો, કવિઓ અને ભલભલા ફનના નિષ્ણાતોની ભીડ જામેલી હોય છે. તમે કયા વર્ગમાંથી છો? આલિમ છો યા અદીબ ?"

"જનાબ ! હું તો એક મામુલી માણસ છું. ન આલિમ છું, ન અદીબ."

"ખયર ! આલિમ ફાઝિલ ન સહી, કોઇ સિફારશી પત્ર પણ લાવ્યા છો ?"

"નહિ."

"પછી તો આશ્ચર્યની વાત છે કે કયા સાધનો દ્વારા તમે ફઝલ જેવા મોટા માણસની મુલાકાત કરી શકશો."

"હે અમીર ! ખુદાની કસમ મ્હારી કને કોઇ વસીલો નથી. અલબત્ત, તેની મદદમાં મ્હેં બે શિઅર લખ્યા છે તે તેની હુઝુરમાં કહીશ. ઉમ્મીદ છે કે તેની ફૈયાઝી મ્હને મહરૂમ રાખશે નહિ."

"વારૂ, મ્હને સંભળાવો. અગર તે ઉચ્ચ પંક્તિના હશે તો હું તમને ફઝલની મુલાકાતની સલાહ આપીશ અને અગર તે સાધારણ નીકળ્યા તો જે કાંઇ મ્હારાથી બની શકશે તે આપની નજર કરી આપને આજ સ્થળેથી પરત રવાના કરીશ."

"વારૂ ત્યારે, આપની ઇચ્છા છે તો સાંભળો :—

**તમે જોયું ? સખાવત હઝરત આદમના ઝમાનાથી ચાલી આવે છે. અહિં લગી કે તે ફઝલ પાસે પહોંચી.**

**કોઈ બાળકને અગર ભૂખ લાગે અને તેની માતા ફઝલનું નામ લે તો બાળકની ગિઝા થઇ જશે."**

"સુબ્હાનલ્લાહ ! સરસ શિઅરો છે, પરંતુ અગર કોઇએ એમ કહ્યું કે એ શિઅરો ફલાણા શાઇરના છે અને તે ફઝલની મદદ કરી ઇન્આમ પણ ખાટી ચુકયો છે, ત્યારે શું કહશો ?"

"ત્યારે હું આ શિઅરો સંભળાવીશ :—

**આદમે પ્રાણ ત્યાગતી વકતે તને વસીયત કરી હતી કે, મ્હારા બાળકોનો ખિયાલ રાખજે. તેં તેની વસીયતનું પાલન કર્યું. અને આદમની અવલાદ ભુખમરાથી સુરક્ષિત રહી."**

"ખરેખર, ઉત્તમ પંક્તિના અશઆર છે, પણ જો ફઝલ તમારી કસોટી લેવાના હેતુએ એમ કહે કે આ અશઆરો પણ તમે લોકો કનેથી સાંભળીને કહયા છે તો પછી શું કરશો ? એટલું

ધ્યાનમાં રાખજો કે તે દરબારનો મરકો હશે જ્યાં અસંખ્ય માનવીઓ સમક્ષ તમારે જવાબ આપવો પડશે.”

“અગર એમ બન્યું તો હું કાંઈ ખામોશ થોડોકજ રહેવાનો છું. હું તરતજ આ અશઆરો પઢીશ :—

અગર ભલાઈને કહેવામાં આવે કે ભલા પુરૂષને પુકાર તો અત્યંત ઉચ્ચ સ્વરે તે પુકારશે : હે ફઝલ ! અગર તારી સખાવત રેતી ખર્ચવા લાગે તો તારી સખાવતના કારણે રેતી પણ ખતમ થઇ જશે.”

“વાહ વાહ ! કેવા સરસ અશઆર છે, પરંતુ ટીકાકાર એના ઉપર પણ ટીકા કરે તો પછી શું કહેશો ?”

“ત્યારે હું તુર્તજ ઉચ્ચારીશ :—

આદમી બે પ્રકારના હોય છે : મુશ્તાક અને ફય્યાઝ. મુશ્તાક તો હું છું અને ફય્યાઝ ફઝલ. પરંતુ એ તફાવત છે કે મ્હારા જેવા દુન્યામાં ઘણાએ છે અને ફઝલ જેવો સખાવતમાં કોઈ નથી.”

ફઝલ એકદમ શરમાઈ જાય છે. બદદુ કોઈ અપમાનકારક શબ્દો ન ઉચ્ચારી બેસે એ ભયે તે તેને રોકી કહે છે :—

“ઉમ્મીદ તો નથી કે ફઝલ તમારી એવી આકરી કસોટી લે, પરંતુ તમારા બીજા શિઅર સાંભળવાની મ્હને ઘણી તાલાવેલી લાગી છે. કૃપા કરીને તે સંભળાવો.”

“સાંભળો ત્યારે.”

“એક ‘મલામત’ કરનારીએ ફઝલની મલામત કરી ફૈયાઝીના વિષયમાં.”

તો મેં તેને કહ્યું કે સલામત, નદીને પણ કોઈ હાની પહોંચાડી શકે છે?

શું તું ફઝલને સખાવતથી રોકે છે?

વાદળોનેય કોઇ વર્ષાથી થંભાવી શકે છે?

ફઝલની બખ્શિશો પ્રત્યેક નગરમાં એવી રીતે છે, જેવી રીતે વાદળોનું ઉજ્જડ પ્રદેશમાં વરસવું.

લોકો ચોમેરથી ફઝલ કને ચાલ્યા આવે છે.

જાણે તેમને ફઝલ કને 'સમેકદ્ર' મળી જાય છે.

ફઝલ બદૂના ઉપરોકત અશઆર સાંભળી આશ્ચર્ય ચકિત થઇ ગયો, પરંતુ તે કેમે કરી પોતાનું હસવું ન ખાળી શક્યો ખડખડાટ હસી પડતાં તે બોલ્યો:—

"હે અરબ! ખુદાની કસમ, ફઝલ બિન યાહ્યા બર્મકી હું જ છું. તારે જે જોઇએ તે મ્હારી કને થી માંગી લે."

એ સાંભળી ગરીબ બદુ આભો બની ગયો. તે દીન સ્વરે બોલ્યો:-

"ખુદાના માટે, સાચું કહો તમે મ્હારી મઝાક તો નથી ઉડાવતા?"

"નહિં. બોલ તારે જે કાંઇ જોઇતું હોય તે વિના સંકોચે કહી નાંખ."

"મ્હને દસ હજાર દિરહમની ઝુરૂર પડી છે."

"તારી માંગણી કુબૂલ રાખવામાં આવે છે."

અને તુતજ ફઝલે દસ હજાર દિરહમ આપવાનો હુકમ કર્યો. આટલી મોટી રકમ એક અજાણ્યા જંગલી બદુને આપી દેતો નિહાળી ફઝલના કાતિબથી ન રહેવાયું; તે બોલી ઉઠયો:-

"હુઝૂર ! આ ફુઝાલી નથી ફુઝુલ ખર્ચી છે. ચોરી તફડાવી તહિંના અશઆરો સંભળાવનાર એક બદુને આવડું મોટું ામ આપવું મુનાસિબ નથી." ફઝલ એ સાંભળી બોલ્યો:—

મ્હારા નઝદીક એ ઇન્આમનો હકદાર છે. તે એક લાંબો પ્રવાસ કેવળ મ્હારી આશા ઉપર આવ્યો અને હું તેને મહરૂમ રાખું ની સદે એમ નથી."

જ્યારે કાતિબે જોયું કે પોતાનું કહ્યું કારગર થતું નથી ત્યારે ક ચાલ ચાલ્યો. તેણે ફઝલને કહ્યું:—

"હુઝૂર ! હું કમાનમાં તીર જોડી આપું છું આપ બદુ પર ન લગાવજો. અગર તે વારને બદુ કોઇ ઉમ્દા શિઅરની ી રોકી લેતો માલ વેનો છે. નહિંકર તેને થોડું ઘણું આપી ા કરજો."

ફઝલ તેનું કહેવું માન્ય રાખી ઇચ્છતો હતો કે બદુ પર નિશાન ા. એટલામાં બદુએ એકદમ એક શિઅર ઉચ્ચાર્યો:—

"તારી કમાન,, બુઝુર્ગી, દુશ્મની અને સખાવતની કમાન છે. અને તારો તીર મઝઝતનો વીર છે. તું તેનાથી મ્હારી મુફલિસી નિશાન લગાવ.

બદુનો ઉપરોક્ત શિઅર સાંભળી ફઝલ ખુશ ખુશ થઇ ગયો, તુર્તજ બદુને બીજા એક લાખ દિરહમ આપવાનો હુકમ કર્યો. ઇન્આમ પામી વિદાય થયો. વિદાય થતી વકતે તેની આંખોમાંથી ધાર આંસુ વરસતાં હતાં. એ નિહાળી ફઝલે પુછ્યું:—

"હવે શા માટે રડે છે ? શું કોઇ ખાહિશ હજીય બાકી છે ?"

બદ્દુએ ઉત્તરમાં નાચેના શિઅરો ઉચ્ચાર્યા:-

"હું એ માટે રડું છું કે તારા જેવા ફૈયાઝ માણસને મવત અમારી કનેથી છિનવી લેશે ત્યારે અમ જેવા ગરીબો પર ફૈયાઝી કોણ વરસાવશે?"

મુસીબત તેને નથી કેહતા કે માલ ગુમ થાય, ઘોડા યા ઊંટ મરી જાય."

મુસીબત તેનું નામ છે કે એક એવો શરીફ માનવી ગુમ થાય જેના મરવાથી એક દુન્યા મરી જાય."

જ્યારે અસ્મઈ ખલીફા હારૂન રશીદને ઉપરોક્ત ઘટના સંભળાવી ચુકયો ત્યારે ખલીફા ભીની આંખે બોલ્યો:-

"બરામિકા ખાનદાન એવુંજ ફ્યાઝ હતું એમાં કોઇ શક નથી. અફસોસ! મ્હેં તેમને નાહક કત્લ કરાવી નાખ્યા."



# [ ૮ ] અરબની મશહૂર મહિલા
# ઉમ્મુલ ખયર

ઉમ્મુલ ખયર અલ હરીશ પોતાની વિદ્વતા, વાક્ચાતુર્ય અને શાયરી માટે ખૂબજ પ્રખ્યાત છે.

અબ્દુલ્લાહ બિન ઉમર અલગસાની રિવાયત કરે છે કે એક વાર મુઆવિયાએ કુફાના ગવર્નર પર લખ્યું કે: "ઉમ્મુલ ખયરને મ્હારી પાસે મોકલાવી દો, અને તેમના પ્રવાસ માટે સંપૂર્ણ સગવડતાભર્યો બંદોબસ્ત કરો. એ વાતનું સ્મરણ રહે કે તમે તેની સાથે સરસ વર્તણુંક દાખવશો તો હું પણ તમારી સાથે સદ્વર્તન દાખવીશ."

જ્યારે આ પત્ર કુફાના ગવર્નર પાસે પહોંચ્યો ત્યારે તે ઉમ્મુલ ખયર પાસે ગયો અને તે પત્ર તેમને વાંચી સંભળાવ્યો. ઉમ્મુલ ખયરે કહ્યું:—

"મ્હને અમીરૂલ મુઅમિનીન પાસે જવામાં વાંધો નથી. અમીરૂલ મુઅમિનીન સાથે વાર્તાલાપ કરવા હું પોતેય ઉત્સુક છું."

જ્યારે તેઓ રવાના થવા લાગ્યા ત્યારે ગવર્નરે રુખસત આપતાં જણાવ્યું:—

"અમીરૂલ મુઅમિનીને મ્હારા પર લખ્યું છે કે અગર તમે ઉમ્મુલખયર પ્રત્યે સારૂં વર્તન દાખવશો તો હું પણ તમારા તરફ સદ્વર્તન દાખવીશ." ઉમ્મુલખયરે ઉત્તરમાં કહ્યું.

"હું તમારા ખોટાં વખાણ પણ કરીશ નહિ, અને ન તેના હું તમારા સંબંધી કોઈ ખોટી બીના દર્શાવીશ."

ઉમ્મુલખયર માટે મુઆવિયાએ ખાસ પોતાની હરમસરામાં ઉતારા માટે બંદોબસ્ત કરી આપ્યો. ચોથે દિવસે એક મોટો દરબાર ભર્યો તેમાં ઉમ્મુલખયરને તેડાવ્યાં ઉમ્મુલખયરે પ્રવેશ કરતાં કહ્યું:

"અસ્સલામો અલયકુમ યા અમીરૂલ મુઅમિનીન!"

મુઆવિયાએ સસ્મિત વદને ઉત્તર આપ્યો:

"વઅલયક મુસ્સલામ. ખુદાનો શુક્ર છે કે તમે મ્હને અમીરૂલ મુઅમિનીનના લકબથી સંબોધ્યો."

"દરેક વસ્તુ સમય પર આધાર રાખે છે. સમય સમયને માન છે."

"ખરેખર. હવે કહો મિઝાજ કેમ છે? પ્રવાસમાં તો કોઈ વાતની તકલીફ નહોતી પડી ને?"

"જી નહિ, ઘણાજ આનંદ અને આરામ વચ્ચે પ્રવાસ પુર્ણ થયો. અત્યારે હું એક કૃપાળુ બાદશાહની સુસજ્જિત મહફિલમાં બેઠી છું."

"મ્હારી નેક નિય્યતીના કારણે હું તમો લોકો પર વિજય પ્રાપ્ત કરી શકયો."

"હે અમીરૂલ મુઅમિનીન! ખુદા તમને મિથ્યાભિમાન અને તેના બદ અંજામથી બચાવે."

"જવા દો એ વાતને. વારૂ તમે અમાર બિન યાસરના ખૂન વખતે શું કહ્યું હતું?"

અને તુર્તજ મુઆવિયાએ પોતાના દરબારીઓને સંબોધીને કહ્યું:

"એમણે અમ્મારના ખૂન ઉપર જે કવિતા રચી હતી તે કોને યાદ છે?"

એક દરબારીએ કહ્યું:—

"મને યાદ છે." મુઆવિયાએ તેને તે બોલવાની પરવાનગી આપી. દરબારી કહેવા લાગ્યો:

યા અમીરૂલ મુઅમિનીન! એ (ઉમ્મુલખયર) એક ભૂરા ઊંટ પર એક મોટી ચાદરો ઓઢી બેઠાં હતાં, અને એમના હાથમાં એક ચાબૂક હતી. એમના ઝુલ્ફ વિખરાયલાં હતાં, અને મસ્ત ઊંટની પેઠે તેઓ કહેતાં હતાં:—

"હે લોકો! ખુદાથી ડરો. કયામતનો પ્રલયકાળ મહા કઠિન છે. ખુદાએ તમારી આગળ સત્ય પ્રગટ કર્યું, અને તમને સાચો માર્ગ દર્શાવ્યો. વિદ્યાને ચોમેર પાથરી, તમને અંધકારમાંથી કાઢ્યા. ખુદા તમારા પર રહેમ કરે. તમે ક્યાં જઈ રહ્યા છો? શું તમે અમીરૂલ મુઅમિનીન—અલી (રદી.)થી ભાગો છો? યા શત્રુ સૈન્ય નિહાળી નાસો છો? કે ઇસ્લામથી ફરી ગયા છો?

શું તમે નથી સાંભળ્યું? અલ્લાહ ફરમાવે છે. "જિહાદ કરનાર અને સબ્ર કરનારાઓને હું અજમાવીશ." પછી તેમણે પોતાનું મુખ આસમાન તરફ ઊંચુ કર્યું, અને કહેવા લાગ્યા:—

હે અલ્લાહ! સબ્ર રૂખસત થઇ ગયો. અને વિશ્વાસ નિર્બળ. જગતની લાલચ પથરાઇ ગઈ. હે ખુદા! અંતરોની લગામ ત્હારા હાથમાં છે. ઇલાહી! એ લોકોને તકવાના કલ્મા પર એકઠાં કર અને તેમનાં દિલો હિદાયત, મુહબ્બત અને સત્ય પ્રત્યેના પ્રેમથી છલોછલ કરી દે. લોકો! ન્યાયી ઇમામ પાસે આવો. આ લડાઇઓ બદરના

યુધ્ધના કીનાનું પરિણામ છે, અને જાહેલિયતના દ્રૂષે લોકોને પશુઓ સમ બનાવી દીધા છે. તેઓ અબ્દ શમ્સનો બદલો લેવા માંગે છે. હે મુહાજિર અને અન્સાર! હિંમત, ધીરજ અને વીરતાપૂર્વક લડો. એ લોકો વચન ભંગ કરે છે. તમે એમને વચન પાલનનો બોધ પાઠ શીખવો. યા મઆશરલ મુહાજિરીન વલ્અનસાર! હિંમત, ધીરજ અને વીરતાપૂર્વક શત્રુઓનો સામનો કરો. નહિતર શામવાસીઓ જ્યારે તમારા પર આક્રમણ કરશે ત્યારે તમે ગધેડાઓની જેમ વગર વિચારે ન્હાસભાગ કરશો, અને શામવાસીઓએ તો આખિરત દુન્યાના બદલામાં વેચી નાંખી છે, અને હિદાયતને ગુમરાહીના બદલામાં વેચી છે. તે દિવસ નજીક આવી રહયો છે કે શામવાસીઓ પશ્ચાતાપ કરતા મુઆફી માટે આવશે ત્યારે ન તો તેમને કોઈ પણ પ્રકારની મુઆફી આપવામાં આવશે કે ન તો તેમના પર કોઈ પણ પ્રકારની દયા પ્રદર્શિત કરવામાં આવશે. ખુદાની કસમ, જેઓ સત્યથી વેગળા થયા તેઓ બરબાદીના અગ્નિકુંડમાં ભડભડયા વિના રહેવાના નથી. યાદ રાખો, ખુદાના પરમ ભક્તો જગતને મિથ્યા લેખે છે અને આખિરતના જીવનને અમર જીવન તરીકે સ્વીકારે છે. લોકો ખુદાની તરફ દોડો. એ પ્રથમ કે શામવાસીઓ અલ્લાહના સત્યોને બરબાદ કરે અને શયતાનની વાણી જડ ઘાલી બેસે. ખુદા તમારૂં ભલું કરે. તમે કયાં નાસો છો? શું તમે રસૂલે ખુદા (સ.)ના કાકાભાઈથી દૂર ભાગો છો? શું તમે રસૂલ (સ.) ના જમાઈથી નાસો છો? શું તમે એવા માણસથી ન્હાસો છો જેની આદત રસૂલ (સ.) ની ટેવોને મળતી આવે છે? અને જેને હુઝુરે (સ.) "બાબુદ્દીન"નો લકબ અર્પણ કર્યો, જેમના કારણે મુનાફિકોનો દ્રૂષ પ્રગટ થયો. જેણે મૂર્તિઓના ભાંગી ભૂકકા કર્યા, અને જેણે આં

હઝરત ( સ. ) સાથે ત્યારે નમાઝ અદા કરી જ્યારે તમામ લોકો મુશ્રિક હતા. એ માણસે રસૂલ (સ) ની તાબેદારી તે સમયે કરી જ્યારે તમામ લોકો આપ (સ.) ના કટ્ટા દુશ્મન હતા. એ માણસ અહર્નિશ ઇસ્લામના શત્રુઓ સાથે લડતો રહ્યો. ઉહદવાળાઓને એની તલવારે નષ્ટ કર્યા. અહઝાબવાળાઓના પગ એના સાહસ અને વીરતાના કારણે ઉખડી ગયા. ખયબરવાસીઓ પર એનાજ કારણે વિજય પ્રાપ્ત થયો, અને શત્રુઓના કાવત્રાંનો ભેદ ઉઘાડો પડયો. આ ઘટનાઓના કારણેજ મુનાફિકોના અંતરોમાં દ્વેષ અને કીનાનો જ્વાળામુખી ભભૂકી ઉઠયો છે, અને ઇમાનવાળાઓના અંતઃકરણ ઇમાનના નૂરથી ઝળહળી ઉઠયાં છે.

મ્હેં તો મ્હારેથી બન્યું તેવો બોધ તમને આપ્યો. હવે ખુદા તમારા પર રહમ કરે.

ઉપરોક્ત કથન સાંભળી મુઆવિયા કેહવા લાગ્યાઃ-" ઉમ્મુલ ખયર! આ કવિતા રચી તારો ઉદ્દેશ મ્હારૂં ખૂન કરાવવાનો હતો. ખરૂં ને? અત્યારે અગર હું તને કત્લ કરાવું તો મ્હારી માન્યતા મુજબ એમાં કશોય વાંધો નથી."

" ખુદાની કસમ! હું એને મ્હારા માટે સદ્‌કર્મ લેખું છું કે ત્હારા કુકર્મોના કારણે મ્હને એ પ્રાપ્ત થાય."

મુઆવિયાએ એ સાંભળી ક્રોધથી થરથરતી આવાઝે પુછ્યું :

" હે જફાકી ઓરત! (હઝરત) ઉસમાન (રદી.)ના સંબંધમાં ત્હારો શો અભિપ્રાય છે?"

" મ્હારો અભિપ્રાય? જ્યારે લોકો એમનાથી ખુશ હતા ત્યારે તેઓએ તેમને ખલીફા તરીકે મન્ઝૂર રાખ્યા, અને જ્યારે લોકો રોષે ભરાયા ત્યારે તેમને કત્લ કરી નાંખ્યા."

" તું ઉસમાન (રદી.) ના સંબંધમાં આવો અભિપ્રાય વ્યકત કરે છે ?"

" ખુદા લોકોના અંતઃકરણનો માલિક છે. હું (હઝરત) ઉસમાન (રદી.)ની શાનમાં એક પણ અપમાનજનક શબ્દ ઉચ્ચારવા નથી માંગતી. તેઓ રસુલુલ્લાહ (સ.)ને અત્યંત પ્રિય હતા. આખિરતમાં તેઓ ઉચ્ચ મરતબાવાળા લોકોમાંથી હશે."

" અને ઝુબયર (રદી.) વિષે તમે શું કહો છો ?"

" તેઓ રસૂલે ખુદા (સ.) ના ફોઈભાઈ થાય છે. આં હઝરત (સ.)ને તેઓ અત્યંત પ્રિય હતા. ઉપરાંત હુઝૂરે (સ.) તેમના માટે જન્નતી હોવાની બશારત કરી હતી. આથી વધારે મ્હારે શું કહેવાનું હોય ? હે મુઆવિયા ! ખુદાના માટે એવા પ્રશ્નો પુછવાનું માંડી વાળો. તમારે બીજા વિષય પર વાત કરવી હોય તો બિલાશક હું તે માટે તૈયાર છું."

" હું તમને મુઆફ કરું છું."

એ પછી મુઆવિયાએ તેમને ઇન્આમ આપવાનો હુકમ કર્યો અને સન્માનપૂર્વક તેમને કુફા વિદાય કર્યા.



# [૯] ઈમામ રબીઆ

ઈમામ રબીઆ, હઝરત ઇમામ માલિક અને ખ્વાજા હસન બસરીના ઉસ્તાદ થાય છે.

એમના પિતાનું નામ ફ્રૂખ હતું અને તેઓ બની ઉમય્યાના સૈન્યમાં નવકરીએ હતા. સંજોગવશાત દમિશ્કના ખલીફાના હુકમાનુસાર એક ઇસ્લામી સૈન્ય ખુરાસાન રવાના કરવામાં આવ્યું. એમાં ફ્રૂખનેય ખુરાસાન જવાનો હુકમ મળ્યો હતો. તેમણે પ્રવાસની તૈયારી કરી, પત્નીને ત્રીસ હઝાર અશરફીઓ આપી અને ખુરાસાન રવાના થયા. જ્યારે ફ્રૂખ ખુરાસાન જતા હતા ત્યારે તેમના પત્ની સગર્ભા હતા.

ફ્રૂખના ખુરાસાન જવા પછી તેમના પત્નીએ પુત્રનો જન્મ આપ્યો ને નામ રબીઆ રાખવામાં આવ્યું. ફ્રૂખ ઘણા કાળ લગી ખુરાસાનમાં રહ્યા. જ્યારે સત્તાવીસ વરસ બાદ ફ્રૂખ પાછા આવ્યા ત્યારે એમના પુત્ર રબીઆ ઘણી યોગ્યતાએ પહોંચી ચુકયા હતા. તેઓ તે કાળના ઇમામ લેખાતા હતા અને નબવી મસ્જિદમાં બેસી ભણાવતા હતા. જ્યારે ફ્રૂખ પોતાને વતન મદીના પહોંચ્યા ત્યારે તેમના પોતાના હાથમાંના નેઝા વતી તેમણે પોતાના ઘરનો દરવાજો ખટખટાવ્યો.

" દરવાજો ઉઘાડો."

એ સાંભળી ઇમામ રબીઆ બહાર આવ્યા અને પુછ્યું:—

" તમે કોણ છો ?"

દ્વાર ઉઘડતાંજ ફર્રૂખે મકાનમાં પ્રવેશવા પ્રયત્ન કર્યો. રબીઆ પિતાને કયાંથી પિછાણે ? તેમને આમ બેધડક પોતાના ઘરમાં ઘુસતા નિહાળી તેઓએ પ્રશ્ન કર્યો :

" તમે કોણ છો ? અને મ્હારા મકાનમાં આમ વિના પરવાનગીએ બેધડક ઘુસવાનો તમને શો અધિકાર છે ?

એ સાંભળી ફર્રૂખનું મુખ ગુસ્સાથી રાતું ચોળ થઇ ગયું. તેમણે ક્રોધથી થરથરતા સાદે કહ્યું:—

" ખુદાના દુશ્મન ! તું મ્હને રોકનાર કોણ ? તારૂં અહિંઆ શું કામ છે ? આ મકાન તો મ્હારી માલિકીનું છે."

ઉભય પિતા પુત્ર વચ્ચે થતો આ ઘોંઘાટ સાંભળી આસપાસના પાડોસી ત્યાં ટોળે વળ્યા. હઝરત ઇમામ માલિકે જોયું કે પોતાના ઉસ્તાદ રબીઆ સાથે કોઇ અજાણ્યો ઝઘડો કરી રહયો છે. તેમણે તુર્તજ ફર્રૂખને સંબોધી કહયું:—

" અગર તમને આ જગ્યાએ રોકાવાનીજ ઇચ્છા હોય તો આવો, તમારા માટે બીજા મકાનમાં વ્યવસ્થા કરી આપું."

" પણ જનાબ ! આ મકાન તો મ્હારૂં છે."

ઇમામ રબીઆની માતાએ પતિનો અવાજ ઓળખ્યો. તેઓ બોલી ઉઠયા:—

" એમને આવવા દો. એઓ તો રબીઆના પિતા છે."

પછી શું હતું. આનંદાશ્ચર્યમાં પિતા પુત્ર અન્યોન્યને ભેટી પડયા. જ્યારે દિલનો જુસ્સો કંઇંક નરમ પડયો ત્યારે પતિ પત્ની વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થયો.

"શું આ મ્હારોજ પુત્ર છે?"

"જી હાં, એ આપનોજ ફરઝંદ છે."

પ્રવાસનો થાક દુર થયો ત્યારે પુનઃ પતિએ પૂછ્યું:—

"મેં જે ત્રીસ હઝાર અશરફી તમને આપી હતી તેનું શું કર્યું?"

"તે મ્હારી પાસે છે. એ માટે તમે નચિંત રહો."

એટલામાં પઢાવવાનો સમય થયો. ઇમામ રબીઆ નબ્વી મસ્જીદમાં તશરીફ લઇ ગયા અને પઢાવવાના કામમાં મશ્ગુલ થયા. ચોમેર શાગિર્દો ઘેરીને બેઠા હતા. ઇમામ માલિક અને ખ્વાજા હસન બસરી જેવી વ્યક્તિઓ પણ મવજુદ હતી.

એટલામાં ફર્રૂખ મસ્જિદે નબવીમાં નમાઝ પઢવા માટે આવ્યા તેમની દૃષ્ટિ રબીઆ ઇલ્મની મસનદ પર બેઠા ગંભીરવદને સબક આપી રહ્યા હતા તે ઉપર ઠરી. પુનઃ અમણા થઇ. લોકોને પ્રશ્ન કર્યો:—

"આ બુઝુર્ગ કોણ છે?" ઉત્તરમાં લોકોએ કહ્યું:

"એ તો તમારાજ ફરઝંદ છે."

પછી શું હતું. પુત્રની એ શાન નિહાળી તેમને અવર્ણનીય હર્ષ થયો. થોડીક વાર એ અનુપમ દૃશ્યને જોયા પછી તેઓ હર્ષાવેશમાં પુકારી ઉઠ્યા:—

"મ્હારા પુત્રને અલ્લાહે બેશક મહાન મરતબો ઇનાયત કર્યો."

\+ \+ ×

"હું હમણાંજ મસ્જિદમાં નમાઝ પઢવા માટે ગયો હતો. ત્યાં રબ્બીઆ પાઠ ભણાવતા મ્હારી દ્રષ્ટિએ પડયા. હજારો શાગિર્દો વચ્ચે તેમને ઘેરાયલા નિહાળી મ્હારા તો આનંદનો પાર રહ્યો નહિ."

ઘરે આવી ફૂર્ખ લાગલાજ પત્ની આગળ બોલી કહ્યા એ સાંભળી પત્નીને ખુબજ સંતોષ થયો. તેમણે કહ્યું:

"હવે કહો, તમને તમારા પુત્રની આ શાન પસંદ છે કે ત્રીસ હજાર અશરફીઓ ?"

"ખુદાની કસમ! એ શાન આગળ ત્રીસ હજાર અશરફીઓની શી વીસાત?"

તો સાંભળો! મ્હેં તે અશરફીઓ રબ્બીઆની તાલીમ પાછળ ખર્ચી છે.

"તો વલ્લાહ! મ્હારા પૈસા એળે નથી ગયા."



# [૧૦] અબ્દુલ્લાહ બિન હુઝાફા

**શા**મના ખ્રિસ્તીઓ અને અરબો વચ્ચે યુધ્ધના મંડાણ થયા ત્યારની આ વાત છે.

એક યુધ્ધમાં અબ્દુલ્લાહ બિન હુઝાફા સહિત એંસી સહાબાઓને ખ્રિસ્તીઓ ગિરફતાર કરે છે. હઝરત અબ્દુલ્લાહની ગિરફતારીથી મુસલમાનોને ઘણોજ સદમો થાય છે. હઝરત ઉમર એ વિષે હરકલને નીચે પ્રમાણે પત્ર લખે છે.

"સર્વ તઅરીફ અને ખુબી તે ઝાત માટે છે જે પત્ની અને બાળકોના સંબંધથી પાક છે. આ પત્ર અલ્લાહના એક બન્દહ તરફથી છે જેનો લકબ અમીરૂલ મુઅમિનીન છે. હે હરકલ! આ મ્હારો પત્ર મળતાંજ તું સત્વર અબ્દુલ્લાહ બિન હુઝાફાને—જેને તેં ગિરફતાર કર્યા છે—છોડી મુક. અગર તું છોડશે તો તારા હકમાં બિહતર થશે, નહિંતર હું એક લશ્કર તારી તરફ રવાના કરીશ જેમાં એવા લોકો હશે જેઓ અલ્લાહની યાદ કરનારા હશે. જેઓ પ્રત્યેક સમયે ઘરમાં યા બાઝારમાં, વ્યાપાર ખેડતા યા કોઈ પણ કર્તવ્યમાં અલ્લાહના સ્મરણમાં લીન હશે."

જ્યારે આ પત્ર હરકલને પહોંચે છે ત્યારે તે પોતાના દરબારમાં અબ્દુલ્લાહ સહિત એંસી સહાબાઓને તેડી મંગાવે છે. અને અબ્દુલ્લાહ અને તેની વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થાય છે.

"હે હુઝાફા! તારે અરબી નબી યા અમીરૂલ મુઅમિનીન સાથે કાંઇ સગાઇ સંબંધ છે?"

"કાંઇજ નહિં...કેવળ લાઇલાહા...ના"

"અગર તું ઇસાઇ ધર્મ સ્વીકારે તો અમે કોઇ ખાનદાન કુટુંબની કુમારિકા સાથે તારા વિવાહ કરી ઉચ્ચ પદ્વી પણ ઇનાયત કરીશું."

"હું કદાપી મુહમ્મદના દીનનો ત્યાગ કરી સકું એમ નથી."

આ ઉત્તર સાંભળી હરકલ એક મહામુલ્ય જવાહિરાતનો હાર મંગાવે છે અને હઝરત અબ્દુલ્લાહને તે દેખાડી કહે છેઃ-

"અગર તું ઇસાઇ મઝહબ કુબુલ કરે તો આ હાર ઉપરાંત બીજો સરસામાન અને અગણિત ગુલામો તારે સ્વાધિન કરવામાં આવશે."

"હે બાદશાહ! આ તો શું અગર તું તારી આખી સલ્તનત મ્હને આપી દે તોય હું ઇસ્લામને ત્યાગીશ નહિં."

અબ્દુલ્લાહને જગતની કોઇ પણ લાલચ વશ કરી સકે એમ નથી એવી જ્યારે હરકલને સંપૂર્ણ ખાત્રી થઇ ચુકી ત્યારે અંતે હતાશ થઇને તેણે કહ્યું:

"અગર તેં ઇસાઇ ધર્મ સ્વીકાર્યો નહિં તો હું તને કત્લ કરાવીશ." ઉત્તરમાં હઝરત અબ્દુલ્લાહ ફરમાવે છેઃ

"હે હરકલ! અગર તું મ્હારી બોટી બોટી જુદી કરી નાંખે તોય હું ઇસ્લામનો ત્યાગ કરીશ નહિં."

"ઠીક ત્યારે, અગર તને ઇસાઇ ધર્મ સ્વીકારવામાં વાંધો છે તો હરકત નહિં; તું ફકત સલીબને સિજદો કર. હું તને અને તારા સાથીઓને મુકત કરી દઇશ."

"હું ખુદાને છોડી સલીબને સિજદો કરૂં ? એ કોઇ પણ કાળે બનવાજોગ નથી. અલ્લાહ પોતે ફરમાવે છે: ન સિજદો કરો સૂરજને અને ન સિજદો કરો ચાંદને, બલ્કે સિજદો કરો તે અલ્લાહને જેણે ચાંદ અને સૂરજને પયદા કર્યા."

હરકલ આ ઉત્તર સાંભળી કહે છે:—

"જ્યારે તું સલીબને સિજદો કરતો નથી તો કેવળ થોડીક શરાબ પી. શરાબ પીતાંની સાથેજ હું તને મુક્ત કરી દઇશ."

"હું શરાબથી અલ્લાહની પનાહ માંગું છું."

"ત્યારે તો તને શરાબ પણ પીવી પડશે અને સુવ્વરના ગોશ્ત પણ ખાવો પડશે."

અને હરકલ આપને કયદખાનાની એકાંત કોટડીમાં પુરી દે છે અને આપની સમક્ષ શરાબ અને સુવ્વરના ગોશ્તના કબાબ મુકે છે ત્રણ દિવસ વિત્યા કેડે હરકલ પહરેગીરોને તેડી પુછે છે:—

"તેણે આ વસ્તુઓમાંથી કાંઇ ખાધું હતું કે ?"

"ખાવાનું તો કોરે રહ્યું; તેણે એ વસ્તુઓ તરફ નઝર સુદ્ધાં કરી નથી."

હરકલ પુનઃ અબ્દુલ્લાહને તેડી પુછે છે:–

"ભૂખ્યો હોવા છતાં તેં આ વસ્તુઓ શા માટે ગ્રહણ કરી નહિં."

"કેવળ અલ્લાહના ખવફથી."

"ત્રણ દિવસ પછી તારા મઝહબમાં આ વસ્તુઓ હલાલ થઇ જાય છે."

"એ ખરૂં, પરંતુ હું શી રીતે તેનો ઉપયોગ કરી સકું જેમાં એક કાફિરનો આનંદ સમાયલો હોય?"

"અગર તું મ્હારો ધર્મ કુબૂલ નહિં કરશે તો હું તને કડકડતા તેલની કઢાઇમાં નંખાવીશ."

અને તુર્તજ હરકલ એક કઢાઇમાં તેલ ગરમ કરવાનો હુકમ કરે છે. તેલ ગરમ થઇ ગયા પછી એક બીજા મુસલમાન કયદીને તેડી તેને ઇસાઇ થવાનું કહે છે પરંતુ ઇસ્લામના તે સાચા શયદાઇએ જ્યારે એ વાતનો સાફ ઇન્કાર કર્યો ત્યારે ગુસ્સે થઇ હરકલ તેમને તેલની કઢાઇમાં નંખાવી જાન લે છે. અને પુનઃ હઝરત અબ્દુલ્લાહને ઇસાઇ થઇ જવાનો આગ્રહ કરે છે પરંતુ આપ ઝરાય થડકયા વિના તેનો ઇન્કાર કરે છે. પરિણામે અત્યંત ગુસ્સે થઇ હરકલ આપને પણ તેલની કઢાઇમાં નાંખી દેવાનો હુકમ કરે છે.

હુકમ સાંભળતાંની સાથેજ હઝરત અબ્દુલ્લાહ રડી પડે છે અને અલ્લાહને પ્રાર્થી કહે છેઃ-

"હે અલ્લાહ! આ વર્તન જે તારી રાહમાં મ્હારી સાથે ચલાવવામાં આવે છે તે તારી ઝાત માટે ઘણોજ અલ્પ તુહફો છે. કેવું સારૂં થતે અગર મ્હને મ્હારા પ્રત્યેક વાળ બદલ એક એક જીવ અર્પણ થતે. હું મ્હારા પ્રત્યેક જીવને તારી રાહમાં કુર્બાન કરી દેત."

આ સાંભળી હરકલની અજાયબીનો પાર રેહતો નથી. તે અબ્દુલ્લાહને સંબોધી કહે છેઃ—

"હે અબ્દુલ્લાહ! અગર તું ઇસાઇ થઇ જાય તો હું તને મ્હારો દેશ અને મ્હારી પુત્રી અર્પણ કરીશ."

આપ અડગતાપૂર્વક એ લાલચને ઠોકર મારે છે. જ્યારે હરકલ જુએ છે કે આપ કોઇ પણ રીતે પીગળતા નથી ત્યારે અંતે નિરાશ થઇને કહે છે: —

"વારૂં ત્યારે, કેવળ મ્હારા મસ્તકને ચુંબન આપ, હું તને છોડી મુકીશ."

"નહિં, એ કોઇ પણ કાળે બની સકે એમ નથી."

"જો તું મ્હારા મસ્તકને ચુંબન આપશે તો હું તને અને તારા બધા સાથીઓને છોડી મુકીશ."

એ સાંભળી આપે કહ્યું:—

"મ્હારા ચુંબન આપવાથી અગર મ્હારા એંસી મુસલમાન ભાઇઓ કેદમાંથી છુટી સકે છે તો મ્હને એ મંજૂર છે."

અને હઝરત અબ્દુલ્લાહ હરકલના કપાળને ચુંબન આપે છે. પરિણામે, હરકલ આપ અને આપના સમસ્ત સાથીઓને છોડી મુકે છે અને અમીરૂલ મુઅમિનીન હઝરત ઉમર પર મહામૂલ્ય મોતીઓના હદિયા મોકલે છે.



# [૧૧] સઈદ ઈબ્ને આમિર

ઉમર ફારૂક (રદી.)નો ખિલાફત કાળ હતો.

સઈદ બિન આમિર બિન હઝીમ હિમ્સના ગવર્નર હતા. એક વાર હિમ્સના કેટલાક લોકોએ હઝરત ઉમર ( રદી. ) ની સેવામાં આવી શિકાયત કરી.

"યા અમીરૂલ મુઅમિનીન! આપ સઈદને પદભ્રષ્ટ કરો."

ઉમર ફારૂક એ સાંભળતાંજ અલ્લાહને પ્રાર્થે છે:—

"હે અલ્લાહ! સઈદ માટે મ્હારા અંતરમાં જે સ્થાન છે તેમાં ઝરાય ઘટાડો કરીશ નહિ." અને પછી તે લોકોને સંબોધી ફર્માવે છે:

સઈદમાં એવા તે શા દુર્ગુણ છે જેના કારણે તેને પદભ્રષ્ટ કરવો પડે?" ઉત્તરમાં તેમણે કહ્યું:—

"તેમનામાં એક દુર્ગુણ એ છે કે જ્યાં સુધી ખૂબ દહાડો ન ચઢે ત્યાં સુધી તેઓ ઘરની બહાર નીકળતા નથી. બીજો દુર્ગુણ એ છે કે રાત્રે કોઈની વાત સાંભળતા નથી. અને પ્રત્યેક માસમાં એક દિવસ એવો આવે છે જે દિવસે તેઓ બિલ્કુલજ બહાર નીકળતા નથી."

એ સાંભળી હઝરત ફારૂક સઈદને પોતાની સમક્ષ હાઝિર થવા હુકમ કરે છે. જ્યારે સઈદ હાઝિર થાય છે ત્યારે પેલા ફર્યાદ લઈ આવેલા લોકોને તેડાવે છે અને તેમને જે કાંઇ ફર્યાદ હોય તે પુનઃ

હઝરત સઇદની રૂબરૂમાં કેહવા આજ્ઞા કરે છે, જ્યારે તેઓ પ્રથમ દુર્ગુણ રજુ કરે છે ત્યારે સઇદ જવાબ આપે છે:—

"યા અમીરૂલ મુઅમિનીન! મ્હારા ઘરવાળાઓ કને કોઇ નોકર ચાકર નથી. એટલે જ્યારે સવાર પડે છે ત્યારે પ્રથમ મ્હારે આટો ગુંદવો પડે છે અને જ્યારે થોડી વાર પછી તેના પર ખમીર ચઢે છે ત્યારે હું મ્હારા હાથે રોટી પકાવું છું અને પછી વુઝૂ કરી બહાર નીકળું છું."

બીજી શિકાયતના ઉત્તરમાં ફર્માવે છે:—

"હું એ વાતને પ્રગટ કરવાનું મુનાસિબ ધારતો ન હતો છતાં મારે ન છુટકે એનો ખુલાસો કરવો પડે છે. મ્હેં આખી રાત મ્હારા રબ માટે મુકર્રર કરી રાખી છે અને દિવસ આ લોકો માટે."

જ્યારે ત્રીજી શિકાયત બ્યાન કરવામાં આવે છે ત્યારે કહે છે:

"મ્હારી પાસે કોઇ નોકર નથી એટલે માસનો એક દિવસ હું વસ્ત્રો ધોવામાં પસાર કરૂં છું. વસ્ત્રો ધોવા અને તેને સુકવવા પાછળ મ્હારો આખો દિવસ ખર્ચાઇ જાય છે."

એ સાંભળી હઝરત ઉમર આનંદિત થઇ પુકારી ઊઠે છે:—

"અલહમ્દુ લિલ્લાહ! મ્હારા અંતરમાં તમારા માટે જે માન અને સ્થાન હતું તેમાં ઓર પણ વધારો થયો છે. હે હિમ્સવાસીઓ! તમે તમારા હાકિમની તા'બેદારી કરો અને તેના હુકમોનું પાલન કરવામાં ઝરાય આનાકાની કરો નહિં."

અને તુર્તજ આપ સઇદને એક હઝાર દીનારની થેલી અર્પણ કરે છે.

જ્યારે સઇદ એક હજાર દીનારની થેલી લઇ પોતાની પત્ની પાસે આવે છે ત્યારે એ નિહાળી તઆ હર્ષાવેશમાં પુકારી ઊઠે છેઃ-

અલ્લાહે અમને તમારી ખિદમતના પ્રયોજને માલામાલ કરી દીધા. હવે કોઇના ઓશિયાળા રેહવાની ઝુરૂર રેહશે નહિં. એ સાંભળી હઝરત સઇદ ફર્માવે છેઃ—

"અગર તમને માન્ય હોય તો આ દીનાર આપણે તે લોકોને અર્પણ કરી દઇએ જેઓ આપણી પાસે આવે છે અને આપણા કરતાંય અધિક મુહતાજ છે." એ સાંભળી આપના પત્ની બોલ્યાં:—

"એનાથી સરસ બીજું શું હોઇ સકે?"

અને તુર્તજ બધા દીનાર એક ભરોસાપાત્ર માણસ માર્ફત આપ ત્યાંના ગરીબો અને યતીમોને ઘરે પહોંચાડી દે છે. અને થોડાક દીનાર પોતાની પત્નીને આપે છે. અને પુનઃ આપ પ્રથમની માફક ઘરનું સઘળું કામકાજ સ્વહસ્તેજ કરવા લાગે છે. એ નિહાળી આપના પત્ની ફર્માવે છેઃ-

"તમે મ્હને જે દીનાર આપ્યા તે વડે એક ગુલામ ખરીદી તેની પાસે ઘરનું બધું કામકાજ કરાવો."

ઉત્તરમાં અલ્લાહના તે નેક બન્દહ ફર્માવે છેઃ-

"એને તમારી પાસે સાચવી રાખો. કદાચ કોઇ માણસ એવો આવી ચઢે જે આપણા કરતાંય અધિક મુહતાજ હોય!"



# કારવાં સચિત્ર ગુજરાતી માસિક

* ગુજરાત અને મહાગુજરાતના જાણીતા હિંદુ-મુસ્લિમ લેખકોના સહકારથી કારવાં નિયમિત રીતે દર અંગ્રેજી મહીનાની ૧૫મી તારીખે અચૂક બહાર પડે છે.

* **કારવાં**નાં કેટલાંક આકર્ષણો :

* **બેકારની** રેડીયો ટોક, **વણજારાની** પોઠ, **ત્રિમાસિક** મેહફિલ તથા રાજદ્વારિ કાર્ટુનો એ **એની ખાસ** વિશિષ્ટતા છે.

* **કારવાં**ના ઇતિહાસિક લેખો ખાસ **અભ્યાસી** દૃષ્ટિએ લખાયેલા હોય છે.

* **કારવાં**નો કાવ્ય વિભાગ સમૃધ્ધ હોય છે.

* **કારવાં** શિષ્ટ અને હૃષ્ટ સાહિત્ય પીરસે છે.

* ખાતરી માટે નમુનાનો **અંક** સાત આનાની ટીકીટ મોકલાવી મંગાવી લો.

તંત્રી:-**વહશી** રાંદેરી, સહતંત્રી:-"**બેકાર**"

લવાજમ રા. ૪) બરમા રૂા. ૫) પરદેશ શિલીંગ ૮

લખો:—'**વહશી**' સાહિત્ય કાર્યાલય,

કણપીઠ-**સુરત.**